॥ ॐ ॥ ॐ शान्तिः ॥

ॐ तत्सत् गुरु पूर्ण पुरुषोत्तम परमात्मने नमः ॥

॥ श्री गणेशायनमः : ॥

॥ श्रीराम १। ॥

# ॥ श्री पुरूषोत्तम विजय ॥

## ॥ प्रथम प्रवास ॥


યોજનાર.

ત્રવાડી પુરૂષોત્તમ જીવરામ માસ્તર.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

ત્રવાડી સંતોષરામ જીવરામ.



" પ્રથમાવૃત્તિ "—પ્રત ૧૦૦૦


दोहरो.

"देव" विष्णु ब्रह्मा अने, "शंकर" ब्रह्म स्वरूप ॥

"काळी" नाथ्यो कृष्ण हे, "दास" बन्या निज रूप ॥


અમદાવાદ

સીવ્હીલ હોસ્પીતાલ સામે પાનાભાઈની વાડીના મેડા ઉપર

વિશ્વેશ્વર પ્રેસમાં ઇશ્વરદાસ જેકીશનદાસે છાપી.

સંવત્ ૧૯૬૨ સને ૧૯૦૫

મૂલ્ય રૂ. ૦—૮—૦

॥ ॐ ॥ ॐ शान्तिः ॥

॥ ॐ तत्सत् गुरु पूर्ण पुरुषोत्तम परमात्मने नमः ॥

॥ श्री गणेशायनमः : ॥

॥ श्रीराम १। ॥

# ॥ ॐ श्री पुर्ण पुरुषोत्तम स्वयं पद प्राप्ति

# ॥ तत् मार्ग दर्शिका ॥

॥ प्रथम प्रवास ॥

યોજનાર.

ત્રવાડી પુરૂષોત્તમ જીવરામ માસ્તર.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

ત્રવાડી સંતોષરામ જીવરામ.

"પ્રથમાવૃત્તિ"—પ્રત ૧૦૦૦

दोहरो.

देव विष्णुं ब्रह्मा अने, शंकर ब्रह्म स्वरूप ॥

"काळी" नाच्यो कृष्ण हे, "दास" बन्या निज रूप ॥

અમદાવાદ

સીવેલ હસ્પીતાલ સામે પાનાભાઈની વાડીના મેડા ઉપર

વિશ્વેશ્વર પ્રેસમાં ઇશ્વરદાસ જેકરુણદાસે છાપી.

સંવત ૧૯૬૧ સને ૧૯૦૫

मूल्य रु. ०—८—०

# અર્પણ—પત્રિકા

ૐ શ્રી સત્તાવધપુર નિવાસી શ્રી રઘુકુળ ભાણ શ્રી દશરથ નંદન શ્રી રામચંદ્રજી; તથા શ્રી બ્રહ્મચર્ય ધારક શ્રી લક્ષ્મણજી તથા શ્રી પવિત્ર ભક્તિમાન શ્રી ભરતજી, તથા શત્રુઘ્નજી, તથા પુર્ણ શિલધારક શ્રી સિતાજી વિગેરે સર્વ દયાસીલ દાતાઓ સહ.

હે કૃપાળુ, કરૂણા સાગર, દિન દયાળ, શ્રી રામચંદ્રજી, તથા શાન્તિદા સિતામાતાજી તથા ભ્રાતા વર્ગ સહ કુટુંબ સહિતનો મારા પ્રત્યે પુર્ણ પ્યાર સહ અગાધ જ્ઞાન સુબોધ રૂપી પરમ આશિરવાદ પ્રેરિત થએલો છે તથા આપની કૃપા દૃષ્ટિએ, સર્વના પાળક સર્વ લોકના ત્રાતા એવા વિશ્વ વ્યાપક પ્રકાશિત પ્રભુ; શ્રી પુર્ણ પુરૂષોત્તમ ભગવાને મને પોતાનો પ્રમાણી સુજ્ઞાન યોજિત કર્યો છે તે આપ વિભુ ની સેવાર્થે આ લઘુ પુસ્તક **ૐ श्री पुर्ण पुरूषोत्तम स्वयं पद प्राप्ति तत्र मार्ग दर्शिका "प्रथम प्रवास"** એ સુજ્ઞાન સ્વરૂપ સાર રૂપે રચિત પુસ્તક આપના ચરણમાં અર્પિત કરૂં છું તે પુર્ણ પ્રેમે સ્વિકારો, જેથી હું વત્સનો શ્રમ સફળ થયેલજ સમજીશ.

હું છું આપના દાસનો દાસ.

**पु जी. त्रवाडी. मास्तर.**

**[illegible]रापुरीनिवासी.**

# પ્રસ્તાવના.

ૐ "શ્રી પૂર્ણ પુરૂષોત્તમ સ્વયંપદ પ્રાપ્તિ તત્ માર્ગ દર્શિકા" આ પુસ્તક અત્યુત્તમ છે તેના શ્રેષ્ટપણા વિષે જરા પણ વિવેચન કરવાની જરૂર નથી છતાં દર્શાવવાની જરૂર છે કે આ પુસ્તકને પાઠે કરી તેનું મનન કરવાથી ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે વિષયોની પ્રાપ્તિ થાય છે, તેમજ યથાર્થ જ્ઞાનોદય થાય એ ભાવાર્થથી "શ્રી બ્રહ્મ દેવજીએ "શ્રી પુર્ણ પુરૂષોત્તમ સ્વયંપદ પ્રાપ્તિ તત્ માર્ગ દર્શિકા" રૂપ ગાથા ગદ્ય તથા પદ્ય રૂપે પ્રગટ કરેલ છે, આ પુસ્તક સર્વ પુસ્તકોમાં શિરોમણી છે જન સમુહને દુઃખ રૂપ ભવસાગરથી તરવા માટે આ પુસ્તક અતિ પ્રૌઢ નૌકા રૂપ શ્રેષ્ટ છે. તેમજ ઇચ્છીત ફળ આપવા રૂપ ચિંત્તામણી છે જીજ્ઞાસુ, મુમુક્ષુ જનોને વિશ્રાંત્તિનું પુર્ણ માન સરોવર રૂપ સ્થાન છે મોક્ષેચ્છુઓને કામધેનુ સમ પ્રતાપવાન છે; પુર્ણાનંદ પામવામાં કલ્પતરૂ સમાન છે, અવિદ્યારૂપી તીમીરને દુર કરવામાં આ પુસ્તક વિદ્યારૂપ સવિતા નારાયણ છે, આ પુસ્તકનું સમ્યક પ્રકારથી જે અધ્યન તથા શ્રવણ કરે છે, તે શાન્તિને પામે છે, અને ગુરૂમુખથી જો ભકિત પૂર્વક ભણવામાં આવે તો અખંડાનંદ પ્રાપ્ત થાય છે; બીજાં પુસ્તકો મનુષ્યોને અલ્પ સુખ આપે છે પણ આ સર્વોત્કૃષ્ટ પુસ્તક જીજ્ઞાસુઓને અને બીજા સર્વજનોને અદ્ભુતરસ અને ચમત્કારથી ક્ષણે ક્ષણે રોમાંચ કરવાની સાથે પરમાનંદ તથા નિવૃત્તિ સુખ તદાકાર કરી સ્થિતરૂપ કરે છે, વૈષ્ણવોને આ પુસ્તક સર્વથી પ્રિય છે તત્વજ્ઞાન ગ્રહણ કરવાની ઉત્કંઠાવાળાઓને તો આ પુસ્તક જીવ રૂપ છે; સારાંશ એકે સર્વ સજ્જનોને અહર્નિશ મ-

નન કરવા યોગ્ય આ પુસ્તક છે જેથી એટલુંજ કથવું બસ છે કે સર્વ સજ્જનોને એક સરખું ઉપયોગી છે તેમજ વિદ્વાનો આ પુસ્તક વિચારી મનન કરી પરમાનંદમાં નિમગ્ન થઇ જાય છે; કારણ કે વેદાન્તનું રહસ્ય, શાસ્ત્રોનો સાર વિગેરે પુજ્ય માનોના રચિત ગ્રંથોનો સાર પણ પુર્ણ રીતે સમાવેલ છે જેથી આ પુસ્તકના શ્રવણ તથા મનનથી મનુષ્યો પ્રેત યોનીથી મુક્ત થઇ જાય છે.

આ પુસ્તકના અભ્યાસથી સર્વ મનુષ્ય જાતિ પૂર્ણ કળાવાન થઇ અજ્ઞાન નષ્ટ થતાં જ્ઞાનવાન હોઇ ચતુર ચાલાક અને સ્ફૂરતાઇ મેળવી પુરૂષાર્થ—(ધર્મ, અર્થ, કામ, મોક્ષ) તેના ચક્ષ્યતીત ચમત્કારો ગ્રહણ કરી શકે છે અંતે પરંપદ "મોક્ષ" મેળવે છે.

વળી આ પુસ્તકનો હમેશ પાઠ કરવાથી પરમ પુણ્યની પ્રાપ્તિ તથા સ્વર્ગ પ્રાપ્તિ અને મનના સર્વ મનોરથ સિદ્ધ થાય છે આતઃ સજ્જનોના પ્રાણરૂપ આ પુસ્તકને પાસે રાખવાની કયા સહૃદયને ઇચ્છા નહીં થાય ? આ પુસ્તક, વકતા, શ્રોતા, ઉપદેશક, અનુમોદક અને સહાયતા કરનાર સર્વને ભક્તિ તથા મુક્તિ યોજે છે.

જગત મોહજાળમાં મનુષ્ય માયામાં લીન થઇ, પતિ, સ્ત્રિ, પુત્રાદિકના સ્નેહમાં ફસાઇ એવાં તો અજ્ઞ થઇ જાય છે, કે તેઓને કાંઇ ભાનજ રહેતું નથી કે અમારે શું કરવું છે; આ પ્રમાણે જગત જંજાળની મોહરૂપ જાળમાં ફસાવાથી પુરૂષાર્થ સાધી શકતા નથી; તેવા મોહ ફંદમાં સપડાયલાઓને આ પુસ્તકના શ્રવણ મનનથી કૈવલ્ય મુક્તિનો સાક્ષાત્ અનુભવ થાય છે; માટે પ્રત્યેક મનુષ્યે આ જગમાં જન્મ પામી સંસાર સમુદ્રથી મુક્ત (પાર) થવા માટે

આ પુસ્તકનું અવલોકન કરવું ઉચિત છે, આ માનનીય પુસ્તકના સબંધ વિષેનું જે કાંઈ વિવેચન કરીએ તે થોડું છે.

આ અત્યુત્તમ પુસ્તકને પ્રસિદ્ધીમાં લાવવા માટે ઘણા દીવસથી મારા હૃદય મંદિરમાં વિચારોના તરંગો ઉદ્‌ભવતા હતા જો કે આ પુસ્તક સિવાય બીજી ઘણી જાતની નોવેલો તથા બુકો પ્રગટ થયેલી છે; તોપણ કાંઇ વિશેષ ચમત્કૃતિથી આ પુસ્તક ગદ્ય તથા પદ્યરૂપે ઉત્તમ સારસહ રચાય તો વિશેષ સારૂં એ જીજ્ઞાસાથી આ શુદ્ધ યત્ન કરવામાં આવેલ છે અમો સ્નેહી વર્ગ પૈકી રા. રા. છોટાલાલ શિવશંકર મંકોડીના હૃદયમાં પ્રથમતઃ આ વિચારણાને જન્મ થતાં તેમણે તેમના પરમ સ્નેહી જે હું પોતાને વિદીત કરતાં આ પુસ્તક રૂપી પ્રયાસ કરતાં રચવાને માટે મહા આનંદ પુર્વક વાણી વધાવી લીધી અને ત્યાર પછી તો પોતાની ધારણા રા. રા. સંતોષરામ જીવરામ ત્રવાડીને જણાવતાં તેવને પણ આ વાતને અનુમોદન આપ્યું અમો ત્રણેનો આ વિચાર અમરાપુરી નિવાસી ભક્તરાજ માણેકલાલ બાપુજી જોષી તથા ભક્તરાજ નાથાભાઇ નાગરદાસ; ચંદુલાલ ગંગાધર જોષીના જાણવામાં આવતાં તેમણે ઘણા ઉત્સાહથી પુસ્તક પ્રગટ કરવા પોતાની જીજ્ઞાશા દર્શાવી જેથી તે જીજ્ઞાશા સર્વાનુમત્તે સિદ્ધ થતાં આ પુસ્તક પ્રસિદ્ધિમાં આવ્યું છે.

આ પુસ્તકનું ભાષાન્તર શુધ્ધ સરલ ગુજરાતી ભાષામાં બનતો પ્રયાસ લઇ કરવામાં આવ્યું છે. છતાં પણ જો કાંઇ દૃષ્ટિ દોષથી ભુલ રહિ ગઇ હોય તો તે પ્રત્યે દૃષ્ટિ ન કરતાં અનુભવી વિદ્વાનો સુધારી વાંચશે; કારણ કે—જે કાંઈ ભ્રાન્તિ નામનો જે

એક ધર્મ રહેલો છે તેનોજ એ દોષ રહેલો છે જેથી ક્ષમા કરવી ઘટીત છે શાન્તિ. ૩ ॥

अमरापुरी.
( ઉમરેઠ )
विक्रम संवत् १९६१
ईस्वीसन १९०५

प्रगट कर्त्ता.
मास्तर--पुरुषोत्तम जीवराम त्रवाडी.
प्रसिद्ध कर्त्ता.
संतोषराम जीवराम त्रवाडी.

## ॥ श्री पूर्ण पूरुषोत्तम विष्णुं भगवान ॥



"भ" "गी"

"अ. ४"

॥ यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
॥ अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
॥ परित्राणाय साधुनां विनाशाय च दुष्कृताम् ।
॥ धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥८॥

॥ ॐ ॥

## ॥ ॐ तत् सत् गुरू परमात्माने नमः

## ॥ ॐ श्री पुर्ण पुरुषोत्तम स्वयंपद प्राप्तितत्त् मार्ग दर्शिका ॥

### ॥ प्रथम प्रवास. ॥

॥ श्री गुरुवेनमः ॥

नान्दिः

### ध्रुपद—राह.

शंभु सुत श्री गणेश पाये पडुं श्री विश्वेश,
गुरू देव करूं शेव पामु मेवा अह मेव
कृष्णचंद्र श्री मुकुन्द दीन दाता श्री देवेश. शंभु.
मयुर वाहनी श्री माता सूर्य देव सुख शाता,
शिव शिव वंदु शिव वर दाता वर देश. शंभु.
मण माता शान्ति दाता करो सहाय सुतने,
गुरू पुरुषोत्तम ब्रह्म ध्याने धारुं परमेश श.

## સ્તુતિ.

" જય જય મહારાજ રાજન શિરતાજ "—રાગ,

જય જય કીરતાર ઈશ્વર દીનપાળ દયાળ.........
ભક્તપાળ કરૂણાળ ગોપાળ
ગીરધારી, પ્રીતિધારી જાવ બારી લે ઉગારી—જય જય૦
સુતપર કર મ્હેર ભારી નિર્મળ વૃત્તિ કર મારી
શાન્તિ ધારી
પુરૂષોત્તમ તાપો, ટાળિ અભય પદ આપો;
શ્રી મુરારી ...(વાણિયુ રિવકારો)...જય જય જય જય હારી-જય૦

## શિક્ષા વચન.

॥ પદ. ॥

માયામાં લેપાયો, પ્રાણી માયામાં લેપાયો;
શાને કાજે દેહ ધરી, (તું) ભક્તિ રસ ના પાયો—પ્રાણી૦
ગર્ભવાસમાં જ્યારે રહ્યો દુઃખથી બન્યો તું કાયો.
વારે વારે અર્જ કરી તો, કરારે જીવ જાયો—પાણી૦
જન્મિને જગ વાયુ ભક્ષિ ઊંવા ઊંવા ઉચરાયો,
બચપણમાંહી રક્ષણાર્થે, પ્રભુજીએ પય વસાયો—પ્રાણી૦
ક્ષીરધારી અતિ ગુણ કરે પણ હૃદયે રૂપ ન ધાર્યો;
માત તાતના લાડપણામાં, ભાવ ભક્તિ તું હાર્યો—પ્રાણી૦
બાળપણું તેં એળે ખોયું, રમતમાં ગુંથાયો;
વિદ્યા ગુણ એથી ચિત્ત નાઠું, યુવા વસ્થાએ આયો—પ્રાણી૦
યુવાન પણે યુવતીની સંગે, રંગ ભોગ રચાયો;

રામ રૂપી ધન રળવા ફેરો, ખરો સમય સમજાયો—પ્રાણી૦
યુવા વહેતાં વૃદ્ધ દશાએ, આવિને અકળાયો,
ચૌદશ તાપ સંબંધી દેતાં, અધમ દશા દર્શાયો—પ્રાણી૦
લક્ષ ચોરાશી બંધ ન તુટયો, તે જન સર્વે લુંટાયો;
પ્રભુ પુરૂષોત્તમ સદ્‌ગુરૂ ગમથી, પરમ પદારથ પાયો—પ્રાણી૦



મુક્તાનંદ— (સિદ્ધ)

પ્રાર્થના,

" જ્ઞાતા ગુરૂ ગીરનારી—રાગ "
ત્રાતા બ્રહ્મ ત્રિપુરારી,
શાતા દેણુ હર ભારી—ત્રાતા૦
હરી સત્ય ભવ તારી,
શિવં હર શ્રી મુરારી;
બ્રહ્માંડા ધિશ યોગ ધારી—ત્રાતા૦

---

(પુરી થવાના સમયમાં એક પામર મોક્ષેચ્છુ (જીજ્ઞાસુ) જન આવી ચડે છે ને એક ચિત્તે થઈ સાંભળે છે)

પ્રાર્થના,

" ભર ડગલું ન એકે સમજી રહે દુર "—રાગ
ધર ધરણી ધરનું ધ્યાન, ધરાયે ધામ સુર;
મન ધારણા ધર માગશે, આંખુ જા પતી;
શ્યામ સુંદર સેવે, દુઃખ પળે દુર—ધર૦
કાનજી શ્રી કુંજબિહારી, પાસ રચે રાધે પ્યારી;

શિર કીટ સોહે, જન મન મોહે
તૃષ્ણા તોડે, જોતાં જાણું
પાર પામે પુરૂષોત્તમ, પમાય પદ પરિ બ્રહ્મ—ધર૦

---

(પ્રાર્થના પુરી થતાં મોક્ષેચ્છુ કાંઇ કહેવા ધારે છે. પણ મુક્તાનંદને જાણ થતી ચુપ થઇ ધ્યાનસ્થ થાય છે; એવું જોઇ)

મોક્ષેચ્છુ—(આશ્ચર્યતાથી) મારે હમણાંજ અહિં અવાજ આવતો હતો. તે કેવો સુંદર મીષ્ટ હતો ખરેખર! કોઈ ભક્ત પુરૂષ પ્રભુના ગુણ ગાતો હેય તેમ સંભળાતુ હતું, તે બંધ થઇ ગયું મારૂં મન એવું અતિ મીષ્ટ શુંદર ગાયન સુણવા અધિરૂં થઈ રહ્યું છે પણ કેવી રીતે સાંભળી શકું! કોણ સંભળાવે! કેની પાસે પ્રયાણ કરૂં? (આડુ અવળુ જોઇને) અહીં તો કોઈ દેખાતું નથી, લાવ્ય જરા ફરીથી આમ તેમ ફરીને જોઉં કે આટલામાં કોઇ મહાત્મા છે, (સોધવા જાય છે તેવામાં મુક્તાનંદ ગાય છે.)

મુક્તાનંદ— **શિક્ષાવચન.**

રાગ—ઉપરનો.

તજ જન તું મોહ માયા, વિષયીજ છે પુર;
વર્જ ભારી મદ મમતા તું મન થકિ—
ધાર સહાયતા શ્રી સુરજી જરૂર— તજ૦
માયામાં ન પામ્યા પાર, દેવ મુનીને આધાર;
ચંદ્રેન્દ્ર વ્યભિચારી, ગુરૂ ઋષિ નારી.
સતાવી ભારી, પામ્યા શ્રાપ,

ચંદ્ર કળા હિણુ રહ્યો, જીંદનો ભગેંદ્ર બન્યો,
રટ પુણ્ય પુરૂષોત્તમ જીતાયે જમપુર— તર્જ૦

(પુરૂ થતાં મોક્ષેચ્છુ એક દમ ચોકી બાજુ બાજુ જુએ છે પણ ના જોવાથી)

મોક્ષેચ્છુ—(શોક ગ્રસ્ત) અરે ઓ દયાળુ ભક્ત જન ! ઓ દીન દયાળ મહા પુરૂષ ! આપ મને અતિશય ખેદ ન કરાવો ! મારૂં ચિત્ત વ્યગ્ર થાય છે અતિ અકળાઇ ભ્રમિત થાય છે કે મકે આપનાં બોધ રૂપી વાક્યો સાંભળી શકું છું પણ પ્રત્યક્ષ પ્રમાણ સિવાય એટલે આપની ગિરા જે વદન દ્વારાથી વેગ ચલાવે છે તેનું દર્શ નથી પામી શકતો જેથી મુઝાઉ છું ઓ મહાત્મા ! પ્રભુ ! આપ ક્યાં છો ! મને દર્શન દયો મને શરણે ગ્રહો ! રામ ! રામ ! શ્રી રામ ! ( મુર્છિત થાય છે)
( આ પ્રસંગ સાધી મુકતાનંદ સિદ્ધ પ્રગટ થઇ ગાનધ્વની કરે છે. )

મુકતાનંદ— શાર્દુલ વિક્રિડીત—છંદ.

શાને માટે સોચ ધરે તું મન વિષે, દિક્ષા દેશે શ્રી વિભુ,
રાખી દ્રઢ વિશ્વાસ સાર સમજીને, શિક્ષા માને ચિત્તશું;
ધારી નિતી રિતી કરે તું ચિત્ત શુદ્ધિ, જેથી પામે જ્ઞાન રે;
જ્ઞાનાગ્નિ વિનાશ અતિ મળ કરે, સાચી જાણે સાન રે;
દાતા દીન દયાળ છે દુઃખ હરા, સત્યે થાયે સહાયરે;
ભક્તિ પ્રેમ તણી સદામ દ્રઢ પણે, પેખી સાથે બાંહરે,
તોડે તૃષ્ણા તાર શ્રી જગપતી, હૃદયે ધારે સામરે;
સ્વામી પુરૂષોત્તમ પ્રભુ અઘ હરા, સેવે અચ્યુત ધામરે;

(પુર થતાં મોક્ષેચ્છુ અચેત થઇ જાય છે, અને વાણી લોપ થાય છે. )

મોક્ષેચ્છુ—(સખેદ) ઓ પ્રભૂ પ્રભુ વિભુ ! ! ! આપ ક્યાં છો ! મને સાહો ! પકડો ! હું અનાથ વિના શએ માર્યો જાઉં છું ! અજાણ પણ અથડાઉં છું ! મને બચાવો ! ! હર હર ! શંભુ ! શિવ શિવ શિવ ? ( મૂર્છિત થાય છે. )

( વળી મુકતાનંદ પોતાની વાણી પ્રગટ કરે છે. )

મુકતાનંદ— પ્રાર્થના.

" સ્વામી ગુણ ગામી અંતરયામી—રાગ "

શાન્તિ દાતા અમ સુખકર અઘહર પ્રણમું પુરણ બ્રહ્મ,
વારે વારે વંદુ સ્વામી દયા નિધાન ગરૂડા ગામી,
સેવા ધારો કષ્ટ નિવારો શ્રી પ્રભુ પુરૂષોત્તમ— શાન્તિ૦

(મોક્ષેચ્છુ સચેત થતા સિદ્ધને લોપ થતા જોઇ જાય છે તેથી)

મોક્ષેચ્છુ—(જીજ્ઞાસુ) સ્તુતિ.

" બંન્ધુ વિનાનો થયો દુઃખી હું—રાગ "

સદ્ય સિધાવો માહા મુનીજી ક્યાંહી ઢુંઢું હું પારન પામું–સદ્ય૦
મળો તમે ક્યાં મુનિજી પ્યારા, રહી શકું ના વિયોગી હારા,
બેટા હવે હદ થઇ હું જાચું ભાવ ધરી મુની શિરનામું–રહાય૦

રહાય—રહાય—રહાય—સદ્ય૦

(મુર્છિત થાય છે વળી સિદ્ધ ગાય છે )

મુકતાનંદ— શાર્દુલ વિક્રિડીત—છંદ

બ્હાનું વૈષ્ણવનું ધરી મન વિશે, ફુલ્યો ફરે અધ તું;
જાણ્યું નવ રહસ્ય વેદ શ્રુતિ તણું, ભુલ્યો ભમે ભ્રમ થી;

શિક્ષા દીધી શુદ્ધ મંત્ર તત્ત્વની, ચેત્યો ના ગુરૂ સાનમાં,
દિક્ષા લીધન કીધ કર્મ સત્ત્વનાં, જાગ્યો તું ના જ્ઞાનમાં;
ગુંજા પેખી લાલ અગ્નિ સમખરે, માનિ રહ્યાં માંકડાં,
માયા સુખકર સમજી જીવ પણું, કષ્ટો સહે રાંકડાં;
સેવો સાચા સદ્‌ગુરૂ શુદ્ધ મને, સત્યાનંદ સાધવા,
પુરૂષોત્તમ પરિબ્રહ્મ ધ્યાન હૃદયે પ્રિતે સદા ધારવા;

(મોક્ષેચ્છુ સચેત થાય છે એકદમ ઉભો થઇ છેલ્લું ચરણ સુંણતાં આડું અવળુ નિહાળે છે સિદ્ધ વાણી લોપ થતાં રહેજ઼ ઝાંખી કરે છે જેથી વિચારમાં પડી ફરી પાછો.)

મોક્ષેચ્છુ—(સખેદ) સ્હાય થાઓ ! દયાળુ દયા કરો ! હવે મન અતિ ઉમંગની પ્રજ્વાગ માન થાય છે ગભરાય છે તન તપાય છે ! હે મુનીદેવ ! મારા પર કૃપા કરી દર્શન દયો ! ન તલસાવો ? હવે વિયોગાગ્નિ વેઠી શકતો નથી !

ગાયન

" આમ છોડી જતાં શું દયાળુ પીતા—રાગ "

કાય પામે દુઃખો હા વિયોગી થતાં,
થાય ક્યારે મુનિજી સંયોગી છતાં;— કાય૦
સદ્ય થાઓ સ્હાય હે કૃપાળુ હરે,
હ્હાય લાગે અંત્તરે અંતરથી ખરે,
ચિત્ત વૃત્તાંત કોની આગે ઉચરે;
શાન્તિ દાતા શ્રી મુનિજી મળતાં ઠરે— કાય૦

(મુંર્છિત થાય છે.)

( આ પ્રસંગે સિદ્ધ સમાધી નિષ્ટ થતાં દેવી ચમત્કારનું દ-

ધ્યાન ધરે છે થોડીવારે ધ્યાન મુક્ત થતાં પોતે તેની પ્રસંશા કરે છે
( જંગલનો દેખાવ)

મુક્તાનંદ—અહાહાહા ! ! ! કેવું આનંદ ! કેવું રમણીય ? કેવું અલૌ-
કીક ! કેવું સુંદરતા ભરેલું મન હરણું મહારનનું સૌંદર્ય !
ખરેખર ! દેવતાઓએજ પોતાને આનંદનંદીત થવાના અર્થેજ
આ રચી મુકયું છે કેવાં કેવાં સુંદર વૃક્ષો ફળ ફુલ વેલીયો કેવી
પોતાની સાખા રૂપી બાહુ પ્રસારી વૃક્ષરૂપી પ્રીતમની સાથે
વિહાર કરી રહી છે[ કેવું નવ પલ્લવ વન શોભી રહ્યું છે વળી
અનેક જાતનાં પુષ્પો પણ કેવાં નવ રંગીત અને શુ શોભીત
મહેકી રહ્યાં છે ! મધુર મધુર વાયુની લહેરો ફુરવાથી એ શુંદર
પુષ્પોમાંથી સુગંધીનો શેરો છુટી રહી છે જેથી મગજને કેવું
સિતળ શાન્ત બનાવી આપે છે વળી—આ અરણ્યમાં પહાડની
શાખાઓ ઘણે દુર સુધી ચાલી ગયેલી જોવામાં આવે છે તે
પર વૃક્ષ, ફુલ ફળ, લત્તા વેલી અતિ આનંદકર શોભે છે એ
વૃક્ષો પર મયુર, મેના, શુક, કોયલ, બપૈયા વિગેરે કેવાં વિ-
વિધ ઉચ્ચાર કરી મનને આનંદ અરપ્ત કરે છે (વાણી બધ
થતાં ધ્યાની બને છે. ) ( ધ્યાનમાં ) અહો આ શુંદર વનમાં
આ અલૌકીક શુંદર કોમળ અંગવાળા શ્યામ વર્ણના મયુર રપીછ
મણી જડીત મુકુટ શીર ધારણ કરેલો છે, કેશર કસ્તુરી વી-
ગેરે ગંધ પદાર્થોથી મિશ્રીત કરેલું ચંદન લલાટ પર અર્ચેલું
છે તથા જેની નાશિકાનો અગ્ર ભાગ શુક ચચુ સમ તથા
ચક્ષુ મૃગ પશુના નયન જેવાં, વળી હડાયોને ગાલ હી-ા
જડીત છે કર્ણમાં કુંડળો લચી રહેલાં છે જેના કંઠ ઉપર વન-
માળા ધારણ કરેલી વળી હૃદય સ્થાનપર કૌસ્તુભમણી માળા

આવી રહેલી છે બાદ કમળ પુષ્પનો હાર પણ શોભા આપી રહેલો છે, જેના બન્ને બાહુ દંડ ગજ સુંઢ માફક ઝુલી રહેલા છે તેમજ કટી મેખળા તથા પીતરંગી પીતામ્બર પહેરેલું છે પગમાં પાદુકાઓ તથા સ્કંધોપર પીતાંબરનો ઢાળી દીધેલ છે તથા કાંડાંઓમાં પોંચી બાંધી દીધી છે. એવા મસ્ત હાથીના માફક લટકતી ચાલ ચાલતા હાંથમાં વેણું (બંસી) ધારણ કરી શુંદર મધુર સ્વરે ગાન કરતા આ તરફ કોણ આવે છે ખરે-ખર! દેવરૂપ બ્રહ્મ હોય એમ લાગે છે ( થોડીવાર રહીને ) હા હા ? ! મેં જાણ્યા, એ તો ભાગવત, ભગવદ્ગિતા, વિગેરે સત્ શાસ્ત્રોના અધિષ્ટાતા શ્રી કૃષ્ણહરી પરમાત્મા પોતેજ આનંદ મગન થતા આ તરફ સિધાવે છે, અહા હા !! શું અ-લૌકીક શુંદર વદન સ્મિત હાસ્યથી મનને લોભાવે છે.

ગાયન.

રઢીયાળા નંદલાલ, થાઓને સ્હાય અમને (૨)  
ક્ષરા ક્ષરથી પર પુરૂષોત્તમ પ્રિછે જ્ઞાની મનમેં,  
જગત વિરકત ગો—અરી બનતે  
ગ્રહે અચળ પદ બ્રહ્મને... ... ...થાઓને૦



અરે પણ પાછા કોણ આવે છે; અહા હા શું દૈવી બાળ! શું દૈવી તેજ! શું દૈવી સ્વરૂપ! ગોમાતાઓ તેમજ ગોવાળો પણ તેજ મુજબ પોતાનાં વદનને સ્મિત હાસ્યથી મલકાવતા પોતે કૃષ્ણ ચંદ્રના ચર્ણમાં આવવા પ્રેરણા કરે છે શું વનની શોભા છે? ધન્ય ભાગ્ય કે આ વનમાં શ્રી હરીકૃષ્ણ પરમાત્માના ચર્ણનો સ્પર્શ થાય

છે! આ પૃથ્વીને ધન્ય છે, કે આવા પરમાત્મા પુરૂષોથી પાવન છે, ખરેખર! આ જંગલ અદ્વૈત માર્ગમાં વિચરનારા પુરૂષોએજ દીઠું છે, બીજા બીચારા માયીક પ્રાણીના જાણવામાં ક્યાંથી હોય જ? વળી આ રમ્ય અરણ્યમાં સદા વાસો પણ મહત્ પુરૂષોજ કરે છે, શાથી જે ગગન મંડળમાં ગેબી ગુફા છે ત્યાં તો જેઓ સદ્ગુરૂના ઉપદેશ વાળા એટલે અદ્વૈત સનાતન વેદોકત ધર્મ પ્રતિ પાદન કરનાર સદ્ગુરૂની મદદથી જ્ઞાન ગ્રહણ કરે છે તેનાથીજ જવાય છે. તથા આ જંગલ તેની બહાર છે તે પદ પમાય છે, અહો! કેવું આશ્ચર્ય! કેટલો આનંદ કે આ જંગલમાં સર્વ સ્થળે ।। ૐ જય શ્રી રામ કૃષ્ણ ગોવિંદ, સિવાય બીજું કાંઈ દર્શાતુ નથી; અને એવા આત્મા રામ તેના ધ્યાનથી પોતે જ્યારે સપ્ત ભૂમિકાના જ્ઞાનને સિદ્ધ કરી પોતાના સ્વરૂપે સ્થિત થશે, ત્યારે ગેબી ગુફા ઓળંગીને તેથી પર જંગલનાં ( જેમાં યોગેશ્વરો રહે છે તેનાં ) દર્શન કરશે. શ્રી કૃષ્ણ હરે, હા હા એજ શ્રી હરી! ( ધ્યાન મુકત થાય છે વેગળેથી કોઈ આવતું દૃષ્ટિએ પડે છે તેથી ચુપ થઈ બેશી રહે છે એવામાં મોક્ષેચ્છું આવે છે. )

**મોક્ષેચ્છુ**—( સિદ્ધની પ્રતિમા જોઇ ) ( આનંદીત થઈ એક દૃષ્ટિએ નિહાળે છે અને વંદન કરે છે. )

ગાયન.

રાગ—ગજલનો,

મુનિ મહારાજ જ્ઞાન દઈ મુક્ત તો કરો,
ત્રિવિધિ તાપ તનના તે સ્હેજમાં હરો— મુની૦
અનેક રૂપે આપ વ્યાપક અનંત જુગ ફરો,

વ્યોમ પોને વિશ્વ વિષે આવી સ્હાય કરો— મુનિ૦
કષ્ટ સમે સ્મરણ કરૂં, સ્વામી હેત ધરો,
પુરૂષોત્તમ પ્રભુ દાદ સુણી, ન જગતથી ડરો—મુની૦

---

હે રૂષિજી હે દયાળુ, હવે હદ થઈ આપને મેં જોયા કે મને મનમાં શિતળતા પ્રગટ થઇ, અત્યાર સુધી આપની પવિત્ર ગીરાએ મને વ્યાકુળ બનાવ્યો છે, પણ આપ દર્શનથી તે નષ્ટ થવા પામી છે માટે હવે મને ધ્યાન મુકત થઇ ધૈર્ય દયો, જેથી પુર્ણ શાન્તિ થાય હે કૃપાળુ કૃપા કરો, કષ્ટ હરો; બાંહ્ય ધરો, ( સિદ્ધ મનમાં વિચારે છે ) ( કયાંથી અવાજ થયો, આકાશ રૂપો પોલાણમાં વાકયરૂપી ધ્વની આકાશના માર્ગની છે તેને પ્રાણ વાયુને આત્મ પ્રકાશની શકિતથી કર્ણરૂપી આકાશ ઇંદ્રીના ભાગમાંથી અવાજ સંભળાય છે, વાહવા, (જોઇને) આતો ઉભો છે તે એજ પેલો મોક્ષેચ્છુ જન, હરે રામ, (મોક્ષેચ્છુ થોડી વારથી જોતો હતો તેને ઉત્તર ન મળવાથી ) હે દયા સાગર! આપ મારા સામી કૃપા દષ્ટિ કરો, હવે દીન દાસને ઘણી વાર ન દુભાવો, ન દુખી કરો, પણ હે દીનદતા દયા ધરો,

(સ્તુતી શુણી સિદ્ધ જાગૃત થાય છે, મોક્ષેચ્છુને જોતાં મોક્ષેચ્છુ સિદ્ધના ચર્ણમાં દંડવત પ્રણામ કરી પડી રહે છે.

**મુકતાનંદ**—હે માનવ! તુ કોણ છે? અને અહીં આ અરણ્યમાં કયાંથી આવી ચડયો?

**મોક્ષેચ્છુ**—( ગદ ગદ કંઠે ) હે દેવ! હે તાત! મુનીશ્વર દયાળુ આપનાથી કોઇ પણ વસ્તુ અણજાણ નથી; આપ યોગ રૂપે સર્વમાં વાસ કરી રહેલ છો, આપ વાયુરૂપે સર્વમાં વસી રહે-

લા છો, છતાં આપ પ્રશ્ન કરો છો તો હે, દયાળુ! આપને મારા નમસ્કાર છે, હું અવિદ્યાના અતિ કૃષ્ટ બળે તપાયમાન થયેલો આપ દયાળુની શિતળ દૃષ્ટિરૂપી શાન્તિ સરોવરમાં નાહી નિર્મળ ગિરારૂપી વારીનું પાન કરી શિતળ થવા આપના શરણમાં આવેલો છું, હે દેવ! હું શોક ગ્રસ્ત થયેલો અતિ પૌઢ વિચારમાં ને વિચારમાં મારૂં અસલ સ્થાન જે દુર્ઘઃ છે, તે વિસરી જતાં, કર્મ સંયોગના બળે કરી આ પવિત્ર સ્થાન સુધી આવી પોહોચ્યો છું હે વિભુ! હું આપનો દાસ છું, મારો સ્વિકાર કરો,

**મુક્તાનંદ**—હે વત્સ! તું સંસારી છે, હું ત્યાગી છું, માટે તારા લાયક મારી પાસે કાંઇ પણ સાધન નથી જેથી તને સંસારના મને કરી કષ્ટ પ્રાપ્ત થશે માટે અત્રે રહેવાનું મુકી દઈ, તારા ચાલુ સ્થાને પલાયન કર; વળી જો અત્રે, હિંસક પ્રાણીઓ જેવાંકે વાઘ, વરૂ, રીંછ, સિંહ, ઝરખ, ફાલુ, સર્પ વિગેરે ઝેરી જીવો બહુ ઉપદ્રવ્ય કરે તેવાં વાસો કરી રહેલાં છે જેથી તને ડર લાગશે, વખતે તેનાથી તું હેરાન થઈશ, માટે અહીંઆં તારા જેવાને રહેવું યોગ્ય નથી,

**મોક્ષેચ્છુ**—હે તાત! હે દયા નિધાન! આપ મહા પુરૂષના આશ્રયમાં મને એવી કોઈ પણ વસ્તુનો ભય છેજ નહીં, આપ મહાત્માના તેજ બળથી, તેવાં પ્રાણીઓ નજીક પ્રવેશ કરી શકતાંજ નથી, પરંતુ દુરથીજ દંડવત્ત કરી પલાયન થાયછે, તો હે દેવ! મને તેવી વસ્તુનો આપની છાયા એ કરી, કાંઈ ડર નથી, માટે આપ પ્રભુની કૃપાથી આપના ચરણ સમીપજ હવે પ

છીનો કાળ વ્યતિત કરીશ; તો હે પીતા! આપ મને આપ સમીપ રહેવા આજ્ઞા કરો; જેથી દાસનું ઉગ્ર થયેલું ચિત્ત શાન્ત થાય,

**મુકતાનંદ**—હે સુતા વારો જ્યારે એમજ નિશ્ચય છે તો ખુશીથી રહે. આ આશ્રમમાં વસતાં પ્રભુ સ્મરણથી શાન્ત થા.

**મો.ક્ષેચ્છુ**—અસ્તુ મહારાજ, આપની આજ્ઞા શીરે ધરૂછું, ( હીસ્ત જોડી થોડી વારે પ્રશ્ન કરેછે ) હે કૃપાવાન! હે સર્વ નિયંતા! દયાળુ દેવ! મુનીશ્વરોમાં શ્રેષ્ટ! બ્રહ્મ પરાયણ સ્વામી બ્રહ્મ દર્શિ દેવ! આપને મારા પ્રાણમ કરી પ્રશ્ન કહેવા ધારૂછું તેનું આપ કૃપા કરી સમાધાન કરશોજી,

**મુકતાનંદ**—હે સુત! સુખેથી પ્રશ્ન કર, સમાધાન થશે,

**મોક્ષેચ્છુ**—હે પીતા! હે તાત! હું કરજોડી વીનવું છું કે, એક વખત કોઈ મહા પુરૂષ પ્રભુના સ્વરૂપ વિષે એકતાએ કરી લીન થયેલા નીચેનું ચરણ ઉચરતા હતા, તેનો અર્થ યથાર્થ રીતે સમજી શકયો નહીં, પરંતુ તે વખત મેં તેમને પૂછી સમાધાન કરવાના વિચારે તેમની પાસે જવા ઈચ્છા કરી પણ તેટલામાં તો તે લોપ થઈ ગયા, ફરીથી મારી દૃષ્ટિએ ન પડયા, જેથી તે ચરણ મારા મનમાં રમી રહ્યું છે તે એકે

વિચાર વારે વારે મન કોણ તું હશે,—વિચાર૦
કયાંથી આવ્યો કયાં રહ્યો કયાં જવું થશે, વિચાર૦

હે દીનેશ? ઉપલા ચરણનો યથાર્થ ભાવાર્થ સમજાવો.

**મુકતાનંદ**—હે પુત્ર! હે વત્સ! ભાવાર્થ એમજકે—

૧ હે મનો તું કો રૂપે હતું, તે ધ્યાનમાં લે, કેમ વીસરે છે ખરેખરા તે તું શુદ્ધ અદ્વિતિય બ્રહ્મ છે.

૨ હે મન! તું ક્યાંથી આવ્યું છે, શામાંથી પ્રગટ્યું છે તે જાણ, નીશ્ચય, તે અસલ શુદ્ધ રૂપ તું બ્રહ્મ છે.

૩ હે મન! તુ કોણ રૂપે હતું, શામાંથી પ્રગટ થયું, ને શામાં આવી રાચી રહ્યું છે, તે નિર્મલ એક રસમય બ્રહ્મને કેમ વીસરી જાય છે જેમાં તું રાચી રહ્યું છે તે માયા છે, અને માયા પણ બ્રહ્મથી પ્રગટ છે તો તે અસલ રૂપ પણ તું શુદ્ધ અચગ બ્રહ્મ છે.

૪ હે મન! તારૂં જવું ક્યાં થશે! કે જે માર્ગેથી ઉત્પન્ન થવું થયું છે તેજ માર્ગે સંકોચન પામતાં શુદ્ધ સત્વરૂપ બ્રહ્મમાં લીન થશે, તે સત્ય સ્વરૂપ પણ તું બ્રહ્મ છે, માટે તે બ્રહ્મમય થવાનો અનુભવ મેળવ! કારણ કે માયાએ કરી અવિદ્યારૂપી અજ્ઞાનમાં ગરક છે તેથી મુક્ત થઈ જ્ઞાન રૂપ વિદ્યાનો ઉદય થતાં બ્રહ્મરૂપજ થશે.

મોક્ષેચ્છુ—( જીજ્ઞાસુ ) હે મુશ્વર દેવ! વિદ્યા અને અવિદ્યા એ શું?

મુક્તાનંદ—( સિદ્ધ ) જ્ઞાનની ઇચ્છા વાળો હોય હું તને ક્રમે કરી આગળ ઉપર સમાધાન કરીશ, છતાં ટુંકમાં એટલુંજ કે પરમાત્મા પરબ્રહ્મ સંબંધી જે સત્ય જ્ઞાન તેનું નામ વિદ્યા અને સંસાર યુક્ત માયા વિષે લુબ્ધપણાનું જ્ઞાન તેનું નામજ અવિદ્યા પણ હાલ તો તારે નીચેના નિયમો ને ધ્યાનમાં લઈ સદા તેનું સેવન કરી ચિત્ત શુદ્ધિ કરવાની જરૂર છે ચિત્ત શુદ્ધિ થયેથી સત્યજ્ઞાન જલ્દીથી દૃઢ થાય છે; અને ફરીથી ભુલ પણું રહેતું નથી. માટે મારાં કહેલાં વચનો ઉપર શ્રધ્ધા રાખી તે પ્રમાણે વર્તવા યત્ન કર,

**મોક્ષેચ્છુ**—હે તાત દયાળુ દેવા હે યોગેશ્વરા આપ કૃપા કરીને મને એ નિયમો કહો જેથી સર્વદા હું તેનું શ્રદ્ધા પુર્વક સેવન કરી આપની કૃપા મેળવું.

**મુકતાનંદ**—હે સુત ? હે જ્ઞાન ગ્રહણ કરવામાં શ્રેષ્ટ ! સદા તારૂં કલ્યાણ હો ! હવે નીચેના નીયમો શ્રવણ કરી તે મુજબ વર્ત્તવા ઉમંગી થા, જેથી મંગળ થશે.

સત્ય બોલવું, અસત્યથી દુર રહેવું, વાણી કડુ ને કઠોર ન રાખતાં મીઠી સત્ય અને પ્રીતીકર વદવી, મનમાં છળ, કપટ, દ્વેષ, ઈર્ષા, અને નઠારા વિચારોને કદી પણ વાસો આપવો નહીં, અન્યાય રીતે બીજાના તન મન ને દુઃખ દેવું નહીં, તથા બીજાનું ધન અયોગ્ય રીતે ગ્રહણ કરવા ઉત્કંઠીત થવું નહીં, ઇદ્રીયોને વશ રાખવી, પણ ઈદ્રીયોને વશ થવું નહીં. તેમજ મન ઉપર સર્વદા ગુરૂ બોધ રૂપ અંકુશ રાખવો જેથી દુષ્કૃત્યો ઉદ્ભવે નહીં. ક્ષમા કરવાનો માહાવરો રાખવો, એટલે ક્ષમાને યોગ્ય હોય તેને ક્ષમા કરવા ચુકવું નહીં વિપતીમાં ધૈર્ય તજવું નહીં, સત્વ ગુણી તથા વિર્યવર્ધક ખોરાક ખાવો, તથા બુદ્ધિવાનોનો સહસવાસ કરવો અને સદ્ધર્મી, યોગવાળા, નિતીવાળા ગ્રથો વાંચવાનો અભ્યાસ રાખવો કે જેથી જ્ઞાન, સુવીચાર, ને સત્સંકલ્પ સિદ્ધિ વધે, તથા સંકલ્પ શક્તિ પ્રબળ થાય. ક્રૂરતા અને ક્રોધ, એ તન મન ધન ને હાની કારક છે તેથી તેનો અંકુર લેશ પણ સ્ફુરવા દેવોનહીં, બુદ્ધિ, શરીર, ધન, અને વિદ્યાનો સદુપયોગ કરવો. હે સુત! સૂર્યોદય પહેલાં (એક પ્રહર આગળ) ઉઠવાની ટેવ રાખવી નિદ્રાનો ત્યાગ થયે આળસ કરી પથારીમાં ન આળોટતા શૌચ, દંતધાવન, અને સ્નાન કરી સંધ્યોપાસનથી પરવારી પ્રભુ સ્તવન

કરવું જેથી તન, આત્મા, ને મનની ઉન્નતિ થાય. જે જગતની ઉત્પત્તિ. સ્થિતી, અને લયના અધિષ્ટાતા તથા નિમિત્ત કારણ છે, જે સર્વાધાર, સર્વ વ્યાપક, સર્વજ્ઞ, સર્વ શકિતમાન, સર્વોપરી. અસીમ, નિરાકાર, સ્વયંભૂ અને અનાદિ અનંત છે જેની સત્તાવડે કર્માનુસાર ફળ પ્રાપ્ત થાય છે, તેવા એક અદ્વિતીય પરમાત્માનુ નિત્ય સવારમાં સ્મરણ કરવું, અને તેનીજ ઉપાસના કરવી કે જેથી દુષ્ટ કર્મોથી બચાય સ્વાધ્યાય એટલે ( સ્વયંભૂ ) સદગ્રંથોનું પઠન ગુરૂ મુખથી હમેશાં શ્રવણ કરવું. અને તેમ ન બને તો " અઠવાડીયામાં એક વખત ઘરમાં હવન કરવો, શરીરની શંકિત માફક કસરતનો આહાવરો રાખવો, સવારે, સાંજે સ્વચ્છ હવામાં ફરવું, ભુખ્યા ન રહેવું તેમજ પેટ ભરી ન ખાવું, વૃત કરવાથી ચિત્ત શુદ્ધ રહે છે, દસ્ત અને લઘુશંકાની હાજત રોકવી નહી, જો રોકવામાં આવે તો તનમાં વ્યાધી ઉત્પન્ન થાય અને યોગ ધારવામાં અડચણ આવે; નિત્ય જીંદગીની અનિત્યતા અને સંસારની અસ્થિરતા વિષે વિચાર કર, એથી જે કર્તવ્ય છે તે કરવા તરફ નિધા રહે, નિત્ય રાત્રિના સુતી વેળા, આજે કેટલી વાર અસત્ય ભાષણ થયું, કોનું શું અનિષ્ટ કર્યું, વીગેરે આખા દીનમાં થયેલાં દુષ્કૃત્યોનું સ્મરણ કર, પછીથી પ્રભુને સાક્ષી જાણી, હવે પછી તેવાં દુષ્કૃત્ય કદી પણ ન કરવા દૃઢ પ્રતિજ્ઞા કર, અને જો બની શકે તો, એવાં કૃત્યોની નોંધ રાખ, અને તેને રોજ યાદ કર, કે જેથી ફરી તેવાં કૃત્ય કરતાં અચકાવાય, આમ કરવાથી ચિત્ત શુદ્ધિ થયે સત્ય જ્ઞાન પ્રગટ થશે; "જેવાં કર્મ તેવાં ફળ મળે" એ નિયમ નિશ્ચિત્ જાણી સત પુરૂષાર્થ પર વિશ્વાસ રાખ. કુદરત એક અભંગ શાસ્ત્ર છે તે ! અનાદિ અભં-

ગ સૃષ્ટિ નિયમોનું યથા શકિત જ્ઞાનમેળવી યથા સામર્થ્યે તેનો અભ્યાસ કર, જેથી અજ્ઞાનની નિવૃત્તિ થતાં જ્ઞાન વૃદ્ધિ થાય, માતા પિતા ગુરૂ અને દેવતા તથા પોતાથી શ્રેષ્ટ મનુષ્યને યોગ્ય માન આપવું સદાચારી પુજ્ય વડીલોનું અનુકરણ કર; આ સર્વ પ્રભુનાં સંતાન છે એમ સમજી સર્વપર ભ્રાતૃ ભાવ ધારણ કર, વળી સંતાનોને બ્રહ્મચર્ય વૃત પળાવવું અને પોતે ગૃહસ્થ બ્રહ્મચર્ય વૃત પાળવુ, નિયમનો ભંગ ન થાય એવી સંભાળ રાખ, કામમાં ખંતથી મચ્યા રહેવું, જેથી વિઘ્ન અને ખોટી ટેવોનો નાશ થશે; જે કામ કરવા માટે મનમાં શંકા ભય અથવા લજ્જા પ્રાપ્ત થાય તે કામ ન કરવું, અને જો કરવુંજ પડે તો કોઇ ડાહ્યા માણસની સલાહ લઈ કરવું, સર્વની સાથે વિનય પુર્વક વર્તવું, અને તિરસ્કાર દૃષ્ટિથી જોવું નહી, ખરાબ સોબતથી બચવું; દરેક પ્રકારના નિશાથી દુર રહેવું. ઉદાર થા. પરંતુ ઉડાઉ અને કરજદર ન થવું; સ્વત્વ કાયમ રાખ પરંતુ મિથ્યાભિમાની ન થવું, નમૃતા ધારવી પણ ખુશામત ખોર ન થવું, યોગ્ય કારણ વિના કોઇથી બ્હીવું કે દબાવું નહીં પણ સંભાળથી વર્તવું કે બ્હીવા યા દબાવાપણું થાયજ નહીં; બહાદુર થવું પણ ઉદ્ધત્ત થવું નહીં, આચાર, ઉચ્ચાર, વિચાર, પવિત્ર રાખ કે જેથી છેવટે સ્વતંત્ર થઇસ સજ્જનોનું રક્ષણ કરવું ને દુષ્ટોને તાડન કરવું સંસાર એક શાળા છે તેમાંથી સ્વાર્પણનું ઉચ્ચ શિક્ષણ મેળવ, ફળની ઇચ્છા વિનાજ નિષ્કામ કર્મ કર એટલે પોતની ફરજ જાણીને કાર્ય કર. જેથી અંત્તે વાસના રહિત થતાં પરમાનંદને પ્રાપ્ત થઇશ હે વત્સ! એતે સત્યજ્ઞાન (બ્રહ્મજ્ઞાન) સેવ્યા સિવાય શાન્તિ (રૂપ મોક્ષ) નથી કહ્યું છે કે.

### લાવણી.

સારો સૃષ્ટિ શે તજનારી, ધારો બ્રહ્મજ્ઞાન ભારી;
ઊર ઉપજે શુન્ય ઓંકારી, વામે જન્મ મર્ણ ભય ભારી;
કાયા કરમાશે વિમાસણ થાશે,
અલ્પજીવનમાં માયા મુંગો લલચાવે ઠગ નારી— સારી૦

વળી હે પુત્ર! માયારૂપ જાળ અતિ દુર્ઘટ છે, અને તેમાં ફસાયલાં મનુષ્યોથી છુટી શકાતું નથી,

મોક્ષેચ્છુ—હે પીતા! હે દેવ! ત્યારે માયા કેવી છે અને તેમાં કોણ કોણ ફસાયલા છે તે કૃપા કરી સમજાવશો.

મુકતાનંદ— હે પ્રીય સુતા તે પણ સંભાળ, ને સમજી ને તેનાથી દૂર રહેવા યત્ન કરજે—

### લાવણી.

જુઓ જગમાં માયા ભારી મોહથી ફસાવે નારી;
રાય રંકને બ્રહ્મચારી, રહ્યા માયાથી તે હારી— જુઓ
દુરગુણ અરપે, અક્ષય સુખ કરપે,
નિચ માયાનો સંગજ કરતાં રાખવે દીનકારી— જુઓ

મોક્ષેચ્છુ—હે કૃપાળુ પીતા! હે મહાત્મા મુનીજી જ્યારે માયાની જાળ અતિ કષ્ટ કરીને ફસાવનારી છે અને મોક્ષથી ખડાવનારી છે તો તેનાથી મુકત થવાનો ઉપાય દર્શાવો જેથી હું કીંકર દુઃખ દાવાનળથી બચું, હે વીભુ, એટલી કૃપા કરો,

મુકતાનંદ—હે પુત્રા ગુરૂ વિના જ્ઞાનનો માર્ગ બતાવી બ્રહ્મપદ કોઇથી આપી શકાતું નથી જ્યાં સુધી ગુરૂ ગમ નથી ત્યાં સુધી બ્રહ્મજ્ઞાન ઉદય પામતુ નથી કેમકે—

### છપ્પા

ગુરૂ વિના નહીં, ધર્મ કર્મ તેનાં તો શોભે,
ગુરૂ વિના નહીં કેમ નર્ક જાતાં કો થોભે
ગુરૂ વિના નહીં ગમ સદા સુકારજ કરતાં
ગુરૂ વિના નહી સુખ જુએ પરદેશ વિચરતાં
ગુરૂ વિના જ્ઞાન મળે નહીં, તારેનકો ત્રણ લોકમાં,
પુરૂષોત્તમ કહે ગુરૂ વિના જન્મ ગયો સૌ ફોકમાં—૧

વળી—

### છપ્પા

કદી મળે નહી મોક્ષ સદા સુમારગ પળતાં,
કદી મળે નહીં મોક્ષ શાસ્ત્ર પુરાણુજ પઢતાં;
કદી મળે નહીં મોક્ષ તપ તીરથ વૃત કરતાં,
કદી મળે નહીં મોક્ષ સત્ય નિજ કર્મ આચરતાં,
પણ મોક્ષ મળે બ્રહ્મજ્ઞાનથી તે સદ્ગુરૂ પ્રતાપરે,
પુરૂષોત્તમ સદ્ગુરૂ વિના ટળે ન અજ્ઞાન તાપરે—૨

### સાખી.

દયા દાન ઓર દીનતા, કર્મ કોટિધા કીધ
જાણો સર્વ એ વ્યર્થ છે જો ગુરૂ બોધ ન લીધ—૧
યજ્ઞ જપ તપ તીર્થ વૃત્ત પુન્ય દીયો રીદ્ધ સિદ્ધ,
જાણો સર્વ એ વ્યર્થ છે જો ગુરૂ બોધ ન લીધ—૨
જ્ઞાન યોગ વૈરાગ લૈ, મનસેં હો ગયે સિદ્ધ,
જાણો સર્વ એ વ્યર્થ છે, જો ગુરૂ બોધ ન લીધ—૩
નિતી ન્યાય મુકે નહીં ધર્મ આચાર સહીત,
જાણો સર્વ એ વ્યર્થ છે, જો ગુરૂ બોધ ન લીધ—૪

પ્રભુ સેવા પરમાર્થ કાજ કરે ટેક મન લીધ;
વદે પુરૂષોત્તમ એ વ્યર્થ છે જો ગુરૂ બોધ ન લીધ—૫

### છપ્પા.

ગુરૂ બીના નહીં ગમ કદી સુનિતી ધરતાં,
ગુરૂ બીના નહીં ગમ સદા સુજ્ઞાનજ અરતાં,
ગુરૂ બીના નહી કોઇ નર્ક માંહેથી બચાવે,
ગુરૂ બીના નહી કોઇ અવિચળ સુખ અપાવે
ગુરૂ અલૌકીક દેવ છે નિરાકાર નિર્વિકારરે,
પુરૂષોત્તમકે' ગુરૂ રહિત છે તે શિર હત્યારે' ચારરે—

---

હે સુત ! વળી ગુરૂ કેવા સામર્થ્ય વાન છે તે સાંભળ—

### લાવણી.

શ્રી ગુરૂ સંતકી સેવા કર લે કાયા નહીં' તેરી (૨)
પુન: મનુષા ન દેહી ફેરી શ્રી ગુરૂ૦
રસ રંગને ભોગ વિલાસ, નહી આવે પાસ તેરી,
સોવર્ણ શ્યામને ભજતાં ટળશે જન્મ મર્ણ ફેરી-(૨)-પુન-૧
તરીયા સુતને માત પી । કે' ભ્રાત ભગિન મેરી,
મર્ણ થયે નહી સાથ આવે બિન પાપ પુન્ય તેરી-(૨)-પુન-૨
જીવ ગયે ફીર રહેગા પીંજર ભરે રોગ ઝેરી,
વન્હિસે દેહ ખાખ કરેગા ફીર ન હયે તેરી-(૨)-પુન-૩
રામ મંત્રસે તર લે પ્યારે અસાર જગ ફેરી,
મનમે રટલે કૃષ્ણ કનૈયા સુદ્ધિ હોવે તેરી-(૨)-પુન-૪
ગુરૂ જોઇતારામ પ્રતાપે સફળ કાય મેરી
બચન સિદ્ધકા અમૃત સમહે, ઉતાર મન ઘેરી-(૨)-પુન-૫

છપ્પો.

સદ્ ગુરૂ કેરો સ્નેહ વાધે જેને અતિ અંગે,
તેહ નિરંતર આપ રહે સૃષ્ટિમાં ઉમંગે
સદ્ગુરૂ સાથે સ્નેહ રાખે જન નેકો મનમાં
ધરેજ સુવિચાર કુવિચાર રહે ન તનમાં
સદ્ગુરૂ કેરો સંગ કરે નિશ્ચે ભવ સિંધુ તરે,
પુરૂષોત્તમ સદ્ગુરૂ મળેતો અચળ ઠામ તે તો ઠરે,

---

વળી હે વત્સ! તને કહુંછું કે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થવાને સાચા ગુરૂની પુર્ણ જરૂર છે એવા દાખલા અનેક છે જેને કે અર્જુનને શ્રી કૃષ્ણ ભગવાને ગીતારૂપે તથા શુકદેવજીને શ્રી જનકવિદેહીએ આત્મબોધ દઈ સ્વસ્વરૂપે પ્રકાશીત કર્યા, તેજ રીતે અનેક મહાત્માઓ પણ ગુરૂ કૃપાથીજ મહદ્ પદ પામ્યા છે વળી યોગી પુરૂષોએ કહ્યું છે કે મોક્ષ કોઇ પણ પ્રકારે નથી ફક્ત બ્રહ્મજ્ઞાનથીજ મોક્ષ છે અને બ્રહ્મજ્ઞાન તે સદ્ગુરૂથી પ્રાપ્ત થાય છે સત્ સમાગમ એજ બ્રહ્મજ્ઞાન ઉદય થનાર દ્વાર છે એ સત્ય જાનવું તેથીજ શાન્તિ રૂપ મોક્ષ છે.

**મોક્ષેચ્છુ**—હે તાત! હે દયાળુ! હે યોગેશ્વર પિતા! આપ કહો છો તેમાં જ્ઞાન વિશે શું વિવેચન કરેલું છે અને તેમાં શું દર્શાવેલું છે તે સાંભળવાની ઉત્કંઠા છે માટે એ ગર્ભ ગીતા મને સંભળાવશો.

**મુક્તાનંદ**—હે સુત! સુજ્ઞેચ્છુ! હું તે કહુંછું તેને એક ચિત્તે શ્રવણ કર! એક વખત અર્જુનના મનને જગત વિષે ભ્રાન્તિ થઇ ત્યારે શ્રી કૃષ્ણ ભગવાનને કહેવા લાગ્યો—

॥ अर्जुनु वाच ॥ અર્જુન પુછેછે.

॥ गर्भवास जरा मृत्क किमर्थ भ्रमते नरा ॥
॥ किमर्थं रहितो जन्म कथं देव जनार्दन ॥१॥

અર્થ—ગર્ભવાસે કરી જન્મ મર્ણ ધારણ કરી શા અર્થે મનુષ્ય જગતમાં ભ્રમણ કરે છે, અને તે કયા પ્રકારે કરીને જન્મથી રહિત થાય તે હે જનાર્દનો ભગવાન! આપ મને દયા લાવી કહો—૧

॥ श्री भगवानु वाच ॥ ભગવાન કહેછે કે.

॥ मानवा मूढ अंधस्य संसारस्य विलिप्य ते ॥
॥ आशा मेकं न तज्यंति जिवनं धन संपदा ॥२॥

અર્થ—મનુષ્યો મૂઢ પણે સંસારમાં લીપ્તમાન થઇ અજ્ઞાનરૂપી અંધકારમાં ગોથાં ખાયા કરે છે વળી પોતાનું જીવન, ધન પ્રાપ્ત કરવાની આશાએ વૃથા ગાળે છે—૨

॥ अर्जुनु वाचः ॥ અર્જુન પુછે છે.

॥ आशा केन जिते प्राणि संसार विष बंधनं ॥
॥ केन कर्म प्रकारेण लोको मुच्येतु बंधनात् ॥३॥

અર્થ—પ્રાણીઓ આશા તૃષ્ણાને કેવી રીતે જીતી શકે તથા સંસારરૂપી વિષ બંધ તોડી શકે તથા કયા પ્રકારનાં કર્મ કરવાથી જનો બંધન મુક્ત થાય—૩

॥ श्री भगवानु वाचः ॥ શ્રી ભગવાન કહે છે.

॥ आशा मेके न सज्यंति निराशा गुह्यतेयदि ॥
॥ निः कर्म कर्म कृत्तव्यं प्राणि कर्मो न लिप्यते ४

અર્થ—આશાનો અંકુર સ્ફુરવા ન દેતાં સંકલ્પનો લોપ કરે તથા કર્મ અકર્તા પણે કરવાથી લપમાન થતાં નથી ૪

॥ अर्जुन वाचः અર્જુન પુછે છે.

॥ कामं क्रोधंच लोभंच ममात्म वसते सदा ॥
॥ ए ते मानसि वर्त्ते ते कर्म नाशं कथं हरि ॥५॥

અર્થ—કામ, ક્રોધ, લોભ, અને મમતાથી જીવાત્મા હમેશાં લુબ્ધ રહે છે, અને તે પ્રમાણે મને કરી વર્ત્તે છે, એ મન રૂપી કર્મનો નાશ હે હરી કયા પ્રકારે થાય ૯૫

॥ श्री भगव.नु वाचः શ્રી ભગવાન કહે છે.

॥ ब्रह्माग्नि दह्यते कर्म पुनः कर्मो न लिप्यते ॥
॥ निर्मलंच मनो भुत्वा पुनर्जन्मो न विद्यते ॥६॥

અર્થ— બ્રહ્મજ્ઞાન રૂપ અગ્નિએ કરી સર્વ કર્મ બળે છે ને ફરીથી કર્મે લપમાન થતાં નથી, અને જ્યારે મન નિર્મળ શુદ્ધ ( બ્રહ્મજ્ઞાન પ્રાપ્તથી )થાય છે ત્યારે તેને ફરીથી જન્મ ધારણ કરવો પડતો નથી—૬

॥ अर्जुनु वाच ॥ અર્જુન પુછે છે.

॥ मनसा पुण्य पापानिअशु चिर्वा शुचि र्भवेत् ॥
॥ ते न मनसि वर्त्तते कर्म नाशं कथं हरी ॥७॥

અર્થ—મનુષ્યોને પુન્ય પાપે કરી સુખ દુઃખ શુભા શુભ ફળ ભોગવવાં પડે છે તે મનસ્વિ ફળોનો નાશ હેહરી કયા પ્રકારે કરી થાય છે—૭

॥ श्री भगवानु वाचः ॥ શ્રી ભગવાન કહે છે.

॥ जिते सर्व कृतं कर्म श्री विद्य गुरु चिंत्तनं ॥
॥ संकल्प विकल्पं नास्ति पुनर्जन्मो न विद्य ते ॥८॥

અર્થ—સર્વ કર્મને જીતે અને સત્ગુરૂનું ચિંતન કરે ( ગુરૂના બોધને હૃદયમાં ધારણ કરે ) જેથી સંકલ્પ વિકલ્પનો નાશ થવાથી ફરી જન્મ ધારણ કરવો પડતો નથી—૮

॥ नाना शास्त्र पठे लोकान्न नाना देवंच पुजनं ॥
॥ आत्मज्ञानं विनापार्थ सर्व कर्म निरर्थकं ॥९॥

અર્થ—નાના પ્રકારનાં શાસ્ત્રનો અભ્યાસ કરે, નાના પ્રકારના દેવોનું પુજન કરે, તો પણ હે અર્જુન ! આત્મજ્ઞાન ( બ્રહ્મજ્ઞાન ) પ્રાપ્ત થયાવિના સર્વ કર્મો ફોગટ છે, (અર્થ આપી શકતાં નથી)—૯

॥ आचारं क्रियते कोटि दानंच गिरि कांचनं ॥
॥ आत्म तत्वं न जानाति मुक्ति नास्तिन संशय

અર્થ—કરોડો રીતે આચાર પળે, પર્વતપુર સોનનું દાન કરે, પણ જ્યાં સુધી બ્રહ્મજ્ઞાન જાણવામાં આવ્યું નથી ત્યાં સુધી મુક્તિ છેજ નહીં, એ નિશ્ચય માનવું—૧૦

॥ कोटि यज्ञ कतं येन कोटि दानं गज हयं ॥
॥ गौदानंच सहस्राणि मुक्तिर्नास्तिज्ञानं विना११

અર્થ—કરોડો યજ્ઞ, કરોડો હાથીનું દાન, ઘોડાનું દાન, તથા હજારો ગાયોનું દાન કરે, પણ આત્મજ્ઞાન વિના મુક્તિ છેજ નહીં—૧૧

॥ नमोक्षं भ्रमते तीर्थं नमोक्षं भस्मलेपनं ॥
॥ नमोक्षं चर्म परिधान न मोक्षं इंद्रि निग्रहं १२

અર્થ—તીર્થમાં ભ્રમણ કરવાથી, ભસ્મ ચોળવાથી, મૃગ ચર્મનું આસન ધારવાથી તથા ઇંદ્રિયોને વશ કરવાથી મોક્ષ થાય નહીં—૧૨

॥ न मोक्षं कोटि यज्ञंच नमोक्षं दान कांचनं ॥
॥ न मोक्षं वन वासेच न मोक्षं दंड धारणं॥१३॥

અર્થ—કરોડ યજ્ઞ કરવાથી મોક્ષ નથી, સોનાનુ દાન કરવાથી, અરણ્યમાં વાસ કરવાથી તેમ દંડ ધારણ કરવાથી મોક્ષ નથી—૧૩

॥ न मोक्षं नग्न मौनेषु न मोक्षं देह दंडनं ॥
॥ न मोक्षं गायते गीतं न मोक्षं धर्म विग्रहं ॥१४॥

અર્થ—નગ્ન તથા મૌન રહેવાથી, દેહને કષ્ટ દેવાથી, સંગીત ગાવાથી તથા ધર્માચરણથી મોક્ષ નથી—૧૪

॥ न मोक्षं कर्म धर्मेषु न मोक्षं क्रियते तपः ॥
॥ न मोक्षंच जटा भारं न मोक्षं स्नान शितोष्णं

અર્થ—કર્મ, ધર્મ, તપ કરવાથી, શિરપર જટાનો ભાર રાખવાથી તેમજ ઉના કે ટાઢા પાણીએ નહાવાથી મોક્ષ નથી—૧૫

॥ न मोक्षं धारणा ध्यानं न मोक्षं मंत्र जापनं॥
॥ न मोक्षं कंद अहारेण न मोक्षं अन्न त्याजनं ॥

અર્થ—ધ્યાન ધારવાથી, મંત્રનો જાપ કરવાથી, કંદ મુળના અહાર કરવાથી, તથા અન્નનો ત્યાગ કરવાથી મોક્ષ નથી—૧૬

॥ न मोक्षं पढते शास्त्रं न मोक्षं आचारः शुचि ॥
॥ न मोक्षं शुभ कर्मेषु न मोक्षं परोपकारकः १७

અર્થ—શાસ્ત્ર ભણવાથી. શુદ્ધ આચાર પાળવાથી, સદ્ કર્મ કરવાથી તથા પારકાપર ઉપકાર કરવાથી મોક્ષ નથી-૧૭

॥ यावद्बुद्धि विकारेण आत्म तत्त्व न विद्यते ॥
॥ यावद्भाव जानाति तावतु चितं स्थिरं नहि १८

અર્થ—જ્યાં સુધી વિકાર વાળી બુદ્ધિ છે ત્યાં સુધી આત્મ તત્ત્વ જાણવામાં આવતું નથી અને જ્યાં સુધી એવા વિકારી ભાવો ઉદ્ભવે છે ત્યાં સુધી ચિત્ત શુદ્ધ થતું નથી—૧૮

॥ अभ्यंत्तरं भवे छुद्दं कत्तृ कृत्यो भवेनरः ॥
॥ प्रक्षालित मनौ मौल्यंतपः कोटि करोतिकं १९

અર્થ—બાહેર અને અંત્તર શુદ્ધ ભાવે વર્ત્તવાથી મનુષ્ય કત્રૃ કૃત્ય થાય છે તથા મનને શુંદ્ધ કરવાની જરૂર છે તેથી તપ કોટી પ્રકારે પણ કરવાની જરૂર છે--૧૯

॥ अर्जुनु वाच અર્જુન પુછે છે—

॥ अभ्यंत्तरं कथं श्रुध्वं कथं मळ विमोचनं ॥
॥ मनौ मैल्यं सदक्रदम कथंते निर्मलं भवेत् २०

અર્થ—બાહેર અને અંદરથી મનને કેવી રીતે શુદ્ધ કરવું તથા કયા પ્રકારે મળનો નાશ કરવા, અને મનનોમેલ દુર થઇ કેવી રીતે નિર્મળ થાય તે હે પ્રભુ કૃપા કરી કહો—૨૦

॥ श्री भगवानु वाचः ॥ શ્રી ભગવાન કહે છે.

॥ श्रुद्धात्मानं तपो निष्टं ज्ञानाग्नि मल नाशनं ॥
॥ मनोशुद्धं गुरूर्वाक्यं पुनर्जन्मो न विद्यते ॥२१॥

અર્થ—શુદ્ધ આત્માનું એક નિષ્ઠાથી તપ ( ધ્યાન ) કરવું, તે આત્મજ્ઞાન રૂપી અગિન મળનો નાશ ( લય ) કરે છે, વળી મન ગુરૂના બોધથી શુદ્ધ થાય છે ચિત શુદ્ધિથી આત્મજ્ઞાન પ્રાપ્તિ થાય છે તેણે કરી ફરી જન્મ પામવાનું રહેતું નથી--૨૧

॥ अर्जुनु वाचः અર્જુન પુછે છે—

॥ कर्मो कर्म द्रुयो विजं लोकोहि द्रढ बंधनं ॥
॥ केन कर्म प्रकारेण अविजो भवेन्नरः ॥ २२ ॥

અર્થ—લોકોમાં કર્મ અકર્મનું બીજ (સંકલ્પ વિકલ્પ) દૃઢ બંધન રૂપ છે તે કયા પ્રકારે કરીને તે બીજનો નાશ થઇ બીજ રહિત મનુષ્ય થાય ?—૨૨

श्री भगवानु वाचः ॥ શ્રી ભગવાન કહે છે.

॥ योगो कर्म अकर्मंच ज्ञानाभ्यासे न कुर्वते ॥
॥ ब्रह्मग्नि भुज्यते बीजं अविजो योगिनां भवेत् ॥

અર્થ—આત્મ જ્ઞાનના અભ્યાસે કરી યોગમાં પ્રવર્ત્ત થયે બ્રહ્મજ્ઞાન રૂપ અગ્નિ પ્રદીપ્ત થાય છે તે બીજ ( સંકલ્પ વિકલ્પ રૂપ અંકુર ) ને ભસ્મ કરે છે જેથી મનુષ્ય અબીજ નામ સંકલ્પ રહીત થઇ યોગ ધારણ કરતે પરમ પદને પ્રાપ્ત થાય છે—૨૩

॥ योगिनां सहजानंद जन्म मृत्क न वांछति ॥
॥ विधि निषेध राहितं अविजो योगिनां भवेत् ॥

અર્થ—યોગ નામ સદાનો આનંદ, અખંડાનંદ વદેકે જેને જન્મ મર્ણ છેજ નહી વિધી કરે પણ અકર્ત્તા પણે કરવાથી બીજ ( સંકલ્પ-વિકલ્પ ) રહિત યોગી થાય છે—૨૪

॥ अग्नि दग्धं तथा विजं शाखा पल्लव न उत्पते ॥

॥ ज्ञान दग्धं तथा योगि पुनर्जन्मो न विद्यते ॥

અર્થ—જેમકે—કોઈ વનસ્પતિના બીજને દેવતામાં શેકીને પછી તેને વાવે તો તે ઉગશે નહીં તેમ ડાળો પાંદડાં પણ થશેજ નહીં તેવીજ રીતે સત્ય જ્ઞાન ( બ્રહ્મજ્ઞાન ) રૂપ સૂર્યનો ઉદય થયેથી સર્વ અજ્ઞાન રૂપ અંધકારનો નાશ થતાં ફરીથી જન્મ પામવા પણું રહેતું નથી—૨૫

॥ स्वकंठे प्रस्छिते वस्त्क यथान प्राप्यते भ्रमात्॥
॥ भ्रमांते प्राप्यते तद्वत् आत्मापि गुरू वाक्यत् ।

અર્થ—ગુરૂબોધથી આત્મજ્ઞાન મળે છે અને તેથી કરી ભ્રાંતિ માત્ર નષ્ટ થતાં શુદ્ધ અંતઃકરણમાં સત્યજ્ઞાન પ્રાપ્ત થાય છે તેજ શાન્તિ રૂપ છે—૨૬

॥ सर्व भुत्तांत्तर स्छाय नित्य मुक्त चिदात्मने ॥
॥ प्रत्यक् चैत्तन्य रूपाय मदन मेव नमोनमः ॥

અર્થ—જેણે સર્વ ભેદા ભેદની ભાણુ કરી સદાને માટે મુક્ત કર્યા એવા તથા સર્વમાં ચૈતનરૂપે વસિ રહેલા ચિદાત્મા મદના નંદીન સર્વે સત્તા ધારી ગુરૂદેવને પ્રણામ કરૂં છું—૨૭

अक्रोध वैराग्याजितेंद्रियत्व क्षमादयाच शान्तिजन
॥ प्रियत्वं निर्लोभ दाता शोक नाशं ज्ञानश्च चि-
न्हं दश लक्षणानि ॥ २८ ॥

અર્થ—અક્રોધ, વૈરાગ્ય, જીતેંદ્રીય પણું, ક્ષમા, દયા શાન્તિ, મૃદુવાક્ય, નિર્લોભ, દાતાપણું, અશોક—આ દશ પ્રકારનાં લક્ષણો જ્ઞાનીઓમાં છે—૨૮

॥ अंजनं घुटिका वैश्यं यंत्र मंत्रच वैदिकं ॥
॥ गिता नाद सुरा वश्या दशभि ज्ञानि योगिनां

અર્થ—અંજન (લેપ), પ્રગટ વસ્ય, યંત્ર, મંત્ર, વૈદક બોધ સુર (ભજન), દેવારાધન, ધ્યાન મગ્ન, આ દશ પ્રકારનાં લક્ષણો આત્મજ્ઞાની યોગીનાં છે—૨૯

માટે હે પુત્ર ? સત્ય બોધ સિવા જ્ઞાન પ્રાપ્ત થતું નથી; એવો સત્ સમાગમ થયે કલ્યાણ ને પ્રાપ્ત થનાર થયો જાણ ?

હે પુત્ર ! હવે મધ્યાન સમય થયો છે માટે સ્નાનાદીક સંધ્યા પુજન માટે તૈયાર થવું જોઇએ; પ્રભૂ સ્તવન કરી લઈએ ત્યાર સુધી તે સમય પ્રાપ્ત થશે—

### સ્તુતિ.

" જઈને કહો કે સભાાં ન આવું—રાહ "

ભૈરવી.

પુજીને પાદ પ્રભુ હદયે વસાવું—વસાવું (ધ્રુ)
રૂક્ષ્મણી શ્યામને ભક્તિ રસે રંગી,
પૂર્ણ પ્રિતે પ્રેમ ધરી ભાવથી ભીંજાવું—ભીંજાવું (ધ્રુ
સોમતર રસ સમ નેહ અતિ પ્યારી,

સ્યામજીને શુદ્ધ સ્નેહે સ્નાન હું કરાવું—કરાવું (૪)
તત્વમસી આહા જે વાક્ય તે વિચરી,
હું તું તે સમ દૃષ્ટિમાં સમાવું—સમાવું (૪)
મનને મારી આહા ક્રોધને નિવારી,
મોરલીધર ચર્ણ ચિત્ત ઠેરાવી ઠસાવું—ઠસાવું (૪)
જીવ શિવથી બન્યો મમતાને મન ધરી,
તજતાં મમતમન શિવપદ રહાવું—રહાવું (૪)
પન મન રગડી યોગ પુર્ણ પામી,
વનમાળી વીઠ્ઠલને રીતથી રીઝાવું—રીઝાવું (૪)
રામકૃષ્ણ નરિકૃષ્ણ જય શ્રી મુરારી,
કૃષ્ણચંદ્ર બ્રહ્મકરી લ્હેતો લગાવું—લગાવું (૪)
મર્ણ જરા જાય પ્રભુ ગુણને ગાતાં,
પુર્ણ પુરૂષોત્તમ પદ પ્રેમથી હું પાવું—વસાવું (૪)
ૐ નમો ભગવતે વાસુ દેવાય
મંત્ર તણો જાપ જપી જોગ હું જમાવું—જમાવું (૪)

---

( સિદ્ધ સ્નાનદિક અર્થે જાય છે મોક્ષેચ્છુ ( જીજ્ઞાસુ ) પોતે ત્યાંજ બેઠો બેઠો સોચ કરે છે ।

મોક્ષેચ્છુ—હરે પ્રભુ ! આટલી જીંદગી વહી ગઇ પણ હજુ સુધી શાન્તિ પ્રાપ્ત ન થઇ ?—સ્તુતી—

" ભૈરવી. "

શ્રી સ્યામજી ગયા ચારે અજ્ઞાન ઓધથી,
રે રાધિકા પતિ બરે પળાયા અગાધથી;
સૃષ્ટિમાં સુખ જરીનાં મળે છેક સાર આત્મજ્ઞાન,

આપે દુઃખી વૈરાગ્ય થાતાં જો કૃપા ન ક્હાન;
જુમાં ન જાણ્યા જન્મી જેણુ શ્રી જદુ પતિ,
કૃપાળુ કૃષ્ણ શ્રી હરાની લહો દયા નથી;
શિરતાજ શ્રી શામળા વિણ છો સંત સાક્ષાકાર,
પામીયા કલ્યાણ પુરૂષોત્તમ પ્રાણાધાર—શ્રી સ્વામીજી,



હે કૃપાળુ દેવ દયા નિધાન દામોદર દાસને દયા કરી આભવ દૃષ્ટિથી બચાવો ! ! !

## પ્રેમ પ્રાર્થના—

"ભૈરવી."

સ્યામ શાને સતાવો હે શાન્તિ દાતા,
જ્ઞાન અર્પો આ સુતને કૃપાળુ જ્ઞાતા;
તાત તૃષ્ણા તુટે હા કૃપા તું થકી,
હા આશા અલબેલા તારી છે પકકી;
નહીં અન્ય શરણે રહું સ્થિર હું ટકી,
તુજ ધ્યાને પરમ સ્થિતી પામું નક્કી—સ્યામ૦

### પ્રાર્થના૦

"હે દયાળુ કેસી બાત—રાગ"

શ્રી કૃપાળુ દેવ થા તું સ્હાય સ્હાય સ્હાય,
થાય શાન્ત તન મન ત્રાતા કૃપાય થાય સ્હાય,
અજ્ઞતા તું તોડ વિભુ પુર્ણ પ્રીત ધારીને,
ભય ભય હે પ્રેમી દય શાતા શાન્ત તા—શ્રી૦

## પરનાવો.

"ભૈરવી"

રે ગુરૂજી— મળ્યા નહીં પુર્વના પાપથી,
રે જીંદગી જશે વહી કર્મના આપથી:
મળ્યા ના સદ્‌ગુરૂજી પ્રભુ કેમ જાઉં ભવતરી,
ચારો ગતિથી સ્વામી મારી બચાવો શ્રી હરી;
મમતામાં મચ્યો હું મુંઢ માયાએ ફસ્યો,
સુજ્ઞાન યોગ ભક્તિ કેરા અંસથી ખસ્યો;
જગનાથ શ્રી જગફંદથી ઉગારો બાહ્ય ગ્રહી,
પામું શાન્તિ પુરૂષોત્તમ શ્રી સત્ય જ્ઞાન લહી—રે ગુરૂજી૦

---

( બેચેન થાય છે સિદ્ધ ગાતા પ્રવેશે છે. )

મુક્તાનંદ—(સિદ્ધ) કવાલી.

સ્વરૂપતું આપકા ભુલા હુવા વશ મન ક્યું ડુલા,
જલે બિન આગનકે ચુલા જૈસા મયાસે જીવ ફુલા;
મીલે જો સચ્ચા ગુરૂજ્ઞાની, બુઝાવે આગ ઝુગી પાની;
પાનીકી બાત વ્હો પહેચાની, સત્વકા સાર સચમાની;
સત્વ હૈ દ્વારા તત્વકા, દુજા સબ બાના બંધનકા,
નહીં ઇસ રાસ્તા બિન છુટકા, અરૂ સબ આનેકા ખુટકા;
સત્વકા પાયે મન મારા, હુવા છુટકા તબ સંસારા,
ભજીલો પુર્ષોત્તમ પ્યારા મજીલો શાન્તિ સબ દ્વારા—સ૦

સાખી.

જાપાને જોગી થવા જો મન નિશ્ચય હોય,

તો સ્મર શ્રી સિતાપતી પુરૂષોત્તમ પદ સોય–
( એવામાં મોક્ષેચ્છુ સચેત થાય છે. ) તે સાંભળે છે. )

### શિક્ષા વચન.

" રાગ—રાખાના લાગ્નો "

હો ચિતડા ચંચળતા તું ચુકને,
પ્રભુ સુધારસ મુખમાં મુકયને—હો ચિતડા.
ખોયો જન્મ તેં ચંચળ ચાલેરે,
મસ્ત બનીને મદમાંહી મ્હાલેરે;
મણું યમ તણા માર સાલે,
આંને અધીર નહીંજ આલે—હો૦ ૧
નહીં માર મુકાવે કો પ્રાણીરે,
જીવડા જન્મ થશે ધુળ ધાણીરે;
સાચી માન તું મુજ કીધ વાણી,
સદા સ્મરને સારંગ પાણી—હો૦ ૨
સગાં સાથીને સ્નેહી તું સર્વેરે,
મળયાં પુર્વ કર્મ તણા પર્વેરે;
અતિ મુઝાશે મુંઢ મની ગર્વે
બચી જાશે તું સત્સંગ કર્વે—હો૦ ૩
સદાચાર વિચાર સુનિતીરે
સેવી સદ્ગુરૂની સજ ભક્તરે;
ગુરૂ ગોવિંદની જાણ જુક્તિ,
ટાળી જન્મ મર્ણ વર મુક્તિ હો૦ ૪
બજ જુગતેથી ગરૂડા ગામીરે,

શુદ્ધ ચિત્તે સ્મર બહુ નામીને,
સત્ શરણતું ચરણનું ણમી,
ઠરવા રટને પુરૂષોત્તમ સ્વામી—હો૦ ૫

"ભૈરવી."

"દશા શી આકરી—રાગ"

સદા શ્રી ગાવની હર કરી સાબરી—સદા૦
ટળે કષ્ટ કર્મનાં, મળે ગુરૂ મર્મના,
પંથ સજી સંતના, સદા તું સ્વગ મ્હાલ,
વદુ વીર શીખ ખરી સદા૦
બંસીધર હૃદે ધરી સંસાર જા તરી,
જાવું નિજ ઠામ, તજી દઈ મામ, ભજીલે શામ, પુરણ કામ,
જગત જાળથી હરે બચાવે નર હરી—સદા૦
તત્ત્વ મસી પદ જાણતાં સમજાએ સૌ સાર
પુરૂષોત્તમ પર બ્રહ્મને રટતાં પામે પાર—
વદુ વીર શીખ ખરી સદા૦



ભજન.

"પરવશ જેદી અમને સાધુડાં મળીયાં ભાઇ—રાગ"

સદ્ ગુરૂ કેરી લગતી મનડામાં લાગે સાધુ
જ્ઞાન પ્રગટે નિરધારરે સદ્ગુરૂ૦—૧
પુન્યના પ્રતાપે સદ્ ગુરૂ બોધ પામે સાધુ;
પાપ પ્રજળે તેણી વારરે સદ્ગુરૂ૦—૨
શેવતાં ગોવિંદગુરૂ શોક દુર પળે સાધુ;

જ્ઞાનતા પાંમે તત્ત્વ સારરે સ૦—૩
ગુણુતો ગુરૂના ગાતાં ભવફંદ વામે સાધુ,
કરતાં કોડે સત્કારરે સ૦—૪
કારમી કાયા કાચા કુંભ સમ જાણો સાધુ;
મુસાફર જીવ વશ્યો ધારરે સ૦—૫
અવધિ અન્તે છુટાં પડે નિર્માણો સાધુ;
રે'શે મનનિ મનમાં તે વારરે સ૦—૬
પુરૂષોત્તમ બ્રહ્મ સદા સેવતાંજ પામે સાધુ;
અખંડાનંદ પ્રગટે શ્રેય દ્વારરે સ૦—૭

---

### ભજન

મનહર મુર્તિ ગુરૂની અઘ હર છેરે સદા—
સદ્ગુરૂનું સેવન સંતો શ્રેય કર છે ટેક

વારી વારી વિચાર મન, વરતી વિરામ એ રે (૨) જી
ગુરૂ ગોવિંદ ગુણુ ભાવે ભજેરે સદા—૧
ધારી ધારી સુસાર ચિત્તડે, સુરતીને સાંધીયેરે (૨) જી
જેથી હરીએ જઈને સુર પદેરે સદા૦—૨
પામી પામી વિકાર મુઢ જન, ભવ કુપે પડીયોરે—(૨)જી
અંત્તે જમડાનો માર જીવ સહેરે સદા૦ ૩
શુદ્ધ શિવ આત્મા એ, જીવરૂપ પામ એ રે—(૨)જી
મમતા ગ્રહીને મુઢ કષ્ટ વહેરે સદા૦ ૪
વળિ વળિ વીચાર મનવા. કોણ તું હશેરે—(૨)જી
ક્યાંથી આવ્યો ક્યાં રહ્યોને ક્યાં તું જશે રે સદા૦ ૫

સદ્ગુરૂ શબ્દે સંતો, આતમ ગમ લઇએરે (૨)જી
(પુગુ) પુરૂષોત્તમ પ્રભુ ભજ ભવ દહેરે—સદા-૬

## શિક્ષા વચન

જાકે અબ્લા મુકી ખરે,
જર જાગીર મંદીર માળો સૌ ત્યાગ થશે અંત્ત કાળેજી,
પરવશ પિંડ પડ્યાં પણુ જાશે સ્મશાન ભુએ પ્રજાળે—મુકી૦
ચિત્ત તારૂં મારૂં મોડ હવે,
માય કાય વળિ માત તાત વધુ ભ્રાતને ભગની કા'વેજી.
સ્નેહી સંબંધી અત્તે નહીકા, યમદંડથીજ છુડાવે—મોડ
કર્મ હીણા તું શુ કર્મ તજે,
કર્મ ધર્મથી પણું રૂપીને મોક્ષમર્મ જણાશેજી,
દયા દાને દાસ પણાથી ભવજલ પાર થવાશે—કર્મ૦
તજ અવિચારી જુઠી મયા,
જીવન વ્યર્થ જાયે સૌ તારૂં, અડ્ઞાપણાએ આજેજી,
મોક્ષ માટ નહીં કાર્યં કીધું કંઈ કયમ સ્વરૂપે બિરાજે—જૂઠી.
મન મધમાખી, છોડ મયા
આ તારૂં આ મારૂં મનથી, કદી નહીં ભ્રમ જાવેજી;
વાર વાર તજવા દઉં શીખ હું (પણ) શુદ્ધ બોધ ન આવે—છોડ૦
સજ શણગારો, સ્વર્ગ તણા,
કામ ક્રોત્ર મદ મોહ લોભને માયા જુટી જાણોજી;
તુચ્છ વિકારી સુખ સ્વપ્નિનાં તજી અભય પદ માણો—સ્વર્ગ૦
ભજ અવિનાશી, ભાર ટળે,
કૃષ્ણુ ચંદ્ર મુકુંદ મુરારી, મનથી રટતું પ્રીતેજી.

પ્રાણજીવન પુરૂષોત્તમ પ્રભુજી થીરથા ધરી નિજ ચિત્તે—ભાર•



( આ પ્રકારે સિદ્ધ મહાત્મા પોતાની વિમળ વાણી પ્રગટ કર્ત્તા આશ્રમ તરફ આવતા હતા તે આ બધુ પેલો મોક્ષેચ્છુ એક ચિતેથી શ્રવણ કરી તેનુ મનન કરવા મંડ્યો હતો તેથી તે દીગમુઢ જેવો બની ગયેલો નજર આવતો હતો. અને મનમાં વિચાર ઉત્પન્ન થયો.

**મોક્ષેચ્છુ**—(સ્વ) ખરે ? આ સર્વ જગત મિથ્યા છે, પ્રભુ, પરમાત્મા સચ્ચિદાનંદ બ્રહ્મ એક સત્ય છે, તે નિર્વિકાર, નિર્લેપ, નિર્વયવ, તથા અદ્વૈત છે, અખંડ સુખ પ્રાપ્તિનું પુર્ણ ધામ પુર્ણ પુરૂષોત્તમ શેષ સાયી ભગવાન વિષ્ણુ નારાયણ પર બ્રહ્મજ છે, આ સર્વ તેમના પ્રેરિત કર્મોથીજ ક્રિયાવાન છે. હરે હરે! આટલું જાણ્યા છતાં મનને શાન્તિ થતી નથી, હજુ પણ વિશેષ જાણવાનું તથા અનુભવ સિધ્ધ કરવાનું છે, તે ખરેજ સદગુરૂ પ્રતાપેજ સિધ્ધ થાય છે, માટે હવે સિધ્ધજી મહારાજ હમણાં આવશે તેમનુ શરણું લેવાથી શાન્તિને પ્રાપ્ત થઈશ ( એમ વિચારી મૌન્ય થાય છે સિધ્ધ ગાતા ગાતા આશ્રમમાં આવે છે- )

**મુકતાનંદ**— **સાખી.**

માયા મોરી પાસ છે ઇંદ્ર જાળ સમ જાણુ,
જંતું જેહ ફસાય છે પ્રગટે પાપ પ્રમાણ;
સદા બ્રહ્મ ધ્યાનમાં પુર્ણાનંદ પામી થિર થઇએ,
ધર્માચાર સત સુવિચાર નિતી સહ ધારી લઇએ
નંતો સત્યજ્ઞાન યોગ વેદના અન્ય શાસ્ત્ર સીખયે;
અહી શુભ સાર સદા મન ના સત્ય ગુણી શાંત રહીયે-

જાયા તેતો જાય છે અમરતણી નહીં આશ,
ચાહે જો સુખ અમરને (તો) માણો ભક્તિ વિલાસ,
દયા દીનતા પણું શિલવ્રત પુર્ણુ પાળી રહીએ,
સેવી સતસંગ રમાડી લઈ રંગ સા ઉમંગી થઈએ;
ભક્તિ તણા પુત્રજ્ઞાન વૈરાગ્યના સંબંધી થઈએ,
પામી પર્મજ્ઞાન ધારી બ્રહ્મધ્યાન સ્વસ્વરૂપે ઠરીએ;

---

## ભજન

સુર્લભ છેરે દ્વાર સુર્લભછે—સા—
સ્વર્ગનું દ્વાર સત્યે સુર્લભછે—ટેક
સદગુરૂ મળતાં તો ગોવંદ દરશે જીવડા,
જ્ઞાન દીપક દીલ પ્રગટે;
જાય વીતી આ વેળા હરી ભજવા કેરી,
નહીંરે ઉગારે કોઇ અન્તે—ઓ ઘેલા પ્રાણી—સ્વર્ગ૦—૧
સતનો સુબોધ મનમાં ધર દ્રઢતાં ધરી,
હું તું અજ્ઞાન મુળ ટળશે,
થાય જો ચિત્ત શુધ્ધિ સમતાને ધારતાં, (તો)
ભવટળી જીવ જાય ગતે——ઓ ઘેલા પ્રાણી—સ્વર્ગ૦-૨
મન ક્રમ વચનેથી ગુરૂજન સેવ ને—
આશિષ પામવી એવી,
સાહ્ય સદા પુરૂષોત્તમ કરશેરે,
ધ્યાન ગુરૂ ચિત્ત ધરતે—ઓ ઘેલા પ્રાણી—સ્વર્ગ—૩

( આશ્રમમાં આવતાંજ મોક્ષેચ્છુ મુક્તાનંદના ચર્ણમાં પણ સ્તબ્ધ થાય છે સિધ્ધ સમજી જવ થી વીચારે છે કે હવે એને પુર્ણ શિક્ષા પ્રાપ્ત થઈ છે અને તે પોતાના મનને સંકોચવા માટે અજિત થયો છે; પણ પોતે તેને બોલાવતા નથી, અને યોગ બળે કરી સ્વર્ગ પુર તેને દર્શાવે છે ત્યાંના સુર લોકોને સુખેછ્ય ભોગ માણતા દેખે છે થોડીવારે જાગૃત થાય છે તેથી સિધ્ધને વારંવાર દંડવત પ્રણામ કરી સ્તુતિ કરવા ધારે છે એવે સિદ્ધ બોલે છે—)

મુક્તાનંદ—હે પુત્ર ! હે વત્સ ! તું અદ્યાપી સુધી ક્યા સ્થાનમાં રમણ કરતો હતો, અને તારાથી નવાઇ જેવું શું જોવામાં આવ્યું, તે સવિસ્તર કહે !

મોક્ષેચ્છુ—( ગદગદ કંઠે. ) હે પ્રભુ ! પ્રાણી માત્રના, બ્રહ્મ શ્રી ઋષિ દેવ મુનિવરો તેમજ સ્થાવર જંગમ જીવ પ્રત્યેના અધિષ્ઠાતા હે દેવ ! હું આપની સ્તુતિ કયા પ્રકારે કરૂં તેમ છે, જો એવું અજાણમાં આપનાથી કાંઇ નથી છતાં એમ થવાથી કોઇપણ સ્વતંત્ર નથી તોપણ આપ અંતર્યામી સાક્ષાત દેવરૂપ મહર્ષિ, મુનીજનોમાં શ્રેષ્ટ, તપેશ્વરીના શિરોમણી, સુર સમાન પ્રભુ આપની આજ્ઞાથી મેં સૌન્યવૃત્તમાં જે જોયું છે તે પ્રગટ કરૂં છું, હે વીભુ ! શેવકોપર કૃપા કરનાર કરૂણાળુ પીતા ! આપ જ્યારથી સરીત પર સ્નાનાદિક કાર્યાર્થે મારા સન્મુખથી વીમુખ થયા ત્યારથી મારા મનમાં આપના વીયોગે કરી ઉદાસ દેવી પ્રગટ થઇ, ને મન મુઝાવવા લાગી, એક મુહુર્ત્ત પર્યંત હું તે દશામાં ગમગીન રહ્યો, બાદ આપના આવાગમનના સમયે આપના વદનની વીમળ વાણીથી સબ્દોચ્ચાર થતા મારા કર્ણ

હતો, તેવામાં એક મોટા શ્યામ શરીરવાળો ને વિકાળ ચહેરાવાળો દેવ આવી તે દુતોને કહેવા લાગ્યો કે અરે એ પૃથ્વીપરના મનુષ્ય જાતીને અહીં વધારે વાર રોકવાની આવશ્યકતા નથી માટે તરત વિદાય કરો; મૃત્યુ લોકમાંથી માહા ભાગ્યશાળી સત્ય બોધ ધારીજ તથા માહા પુન્યવાન પ્રાણી આ પુરમાં પ્રવેશી શકે છે. બીજા અત્રે આવી શકતા નથી, અને આ મનુષ્ય પણ તત્ત્વ જ્ઞાની સિદ્ધ માહાત્મા મુક્તાનંદજીના પ્રતાપેજ આટલું દર્શવા ભાગ્યશાળી થયો છે; માટે વિલંબ ન કરતાં તરત એને વિદાય કરો' આજ્ઞા થતાં મને ફરીથી અંધકારની છાયામાં મુક્યો; વાહન લોપ થયું આ રીતે પ્રથમની દશાને પ્રાપ્ત થતાં, મારા મનમાં શોક પ્રગટ્યો જેથી શાન્તિ લોપ થઈ; બાદ જાગૃત દશા ભોગતો આપના ચરણ સમીપ છું; હે વિભુ? આપ હું દાસને શિષ્ય રૂપે સ્વીકારો, મને પરમ બોધ આપો! મને આ ભવદધીથી તારો! પ્રભુ હું તમારે શર્ણે છું; શર્ણાગતને ઉગારનાર આપ દાતા છો! દયાળુ છો!

### સ્તુતી ભૈરવી.

આપ છોજી સદાયે કૃપાળુ ત્રાતા;
જ્ઞાન દયોજી તદા હે દયાળુ દાતા;
વિભુ વિશ્વપતિ રૂપ ગુરૂજી જ્ઞાતા,
હા...બ્રહ્મ ઉપાશી થઇ પામું શાતા,
ટળે ભય ભવ બંધન ઉચરે ગાથા,
પ્રેમે પરબ્રહ્મ પુરૂષોત્તમ દર્શાત્તા. આપ.

## સ્તુતી.

" સ્વામી ગુણ ગામી અંતરયામી—રાગ."

વંદુ શિર નામી શ્રી ગુરૂ સ્વામી, ગુણ પામી લહુ જ્ઞાન;
રોમે રોમ—રહ્યા વ્યાપી આપ ગુણ શકુ ના માપી;
પુરૂષોત્તમ શ્રી ભાવે ભેટુ ધ્યાને શ્રી ભગવાન. વંદુ૦

## સ્તુતી.

" ભૈરવી "

હે પ્રાણથી અધિક પ્રિય પ્યારા શ્રી ગુરૂ,
દર્શાવો પુરણ યોગ જેમ ધ્યાન હું ધરૂં;
જગમાં ના જંપ જરીએ દીસે ખરે લેશ ઠામ માત્ર;
સેવું સદા વૈરાગ્ય સાચો પૂર્ણ દીન રાત્ર;
રસના જપે ગુરૂ જાપ તેવી પધ્ધતિ ધરી,
દયાળ દેવ શ્રી હરી પામું પ્રિતે કરી;
સમશેર લઇ સત ભક્તિની ધરૂં ધ્યાન શ્રી મુરાર,
સ્વામી પુરૂષોત્તમજી જય પામ્યા બ્રહ્મ સાર.—હે૦

## સ્તુતી.

નામ ધ્યાને જપુ હું તમારૂં સદા,
રામ હ્રદયે રહો ના વિસારૂં કદા;
ગુરૂ ગોવિંદ ગુણ હું ગાઉં સર્વદા,
જાય જન્મ મરણ ભવ તણી આપદા;
પરી પુર્ણ પુરૂષોત્તમ ઝાંખુ જદા;
શાન્ત થાઉં અહી જ્ઞાન ગુરૂજી તદા. નામ૦

લાગતાં વાર થતી નથી ! કેવી પેરે કે ! જેમ મેલું વસ્ત્ર
હોય ને તેના ખાર મેલ કાઢ્યા ધોબી પાસે ધોવરાવ્યું હોય
ને પછી તે શુદ્ધ સફેદ ઉપર, ગમે તે રંગ ચઢે. આવ છે
ગોજ પ્રતે દર્પણને મેલ ચઢી ગયો હોય, ને જો તેને રાખથી
ઘસી દોર વસ્ત્રથી લુછી નાંખી અંદર જોવામાં આવે તો
શુદ્ધ પ્રતિબિંબ પડે છે તેવીજ રીતે શ્રી પુર્ણ પુરૂષોત્તમ
કૃષ્ણ પરમાત્મા શ્રી વિષ્ણુ નારાયણની ભક્તિ કરવાથી અંતઃ
કરણ શુદ્ધ થતાં જ્ઞાન દીપક તરત પ્રગટ થયે અજ્ઞાનતાનો
લય થશે !

મોક્ષેચ્છુ—હે તાત ? હે પીતા ? ભક્તિ કેટલા પ્રકારે થઇ શકે છે
તે કેમ કહો ?

સુકતાનંદ—હે પુત્ર ? ભક્તિ નવ પ્રકારની છે ૧ નારાયણની કથા
શ્રવણ ૨ વિષ્ણુનું નામ લેવું, ૩ ભગવાનનું સ્મરણ કરે; ૪
જનાર્દનનું પરિચર્યા પુજન કરે; ૫ ચક્રપાણીનું અર્ચન કરે
૬ પરમેશ્વરને વંદના કરે, ૭ વૃંદાવન વિહારીનો દાસ બને
૮ શ્રી કૃષ્ણ ચંદ્ર આનંદ કન્દથી સખાભાવ માને; ૯ અને
શ્રી જગન્નાથ વિશ્વંભર પુર્ણ પુરૂષોત્તમ પ્રભુને વિનય કરે
આ નવ પ્રકારની ભક્તિ જો કરવામાં આવે, અને તે કર્યા
પછી જો ભગવાનને અર્પણ કરવામાં આવે તો સર્વોત્તમ એ
ચમત્કાર છે; માટે હે પુત્ર ? ભક્તિ પ્રભુને બહુ પ્રીય છે માટેજ
એહને મહા ભક્તિનો માર્ગ ધારણ કર ?

મોક્ષેચ્છુ—હે ગુરૂજી ? મહાત્મા કોને કહેવાય છે તે કૃપા કરી સ-
મજાવશો ?

મુકતાબંધ—

॥ धृतिः क्षमा दमो स्तेयं शौच मिंद्रियनिग्रहः ॥
॥ धीर्विद्या सत्यं क्रोधो दशकं धर्म लक्षणं ॥

અર્થ—હે પુત્ર ? ૧ ધૃતિ, ધીરજ, સંતોષ, ૨ ક્ષમા, આફ્રી. શત્રુ આવેલાને ભાતૃ સમ ગણવો; ૩ દમો. સહન કરવુ ૪ અસ્તેય" ચોરી કરવી નહી", ૫ શૌચ", પવિત્રતા, નિર્મળતા, ૬ ઇંદ્રિનિગ્રહ, પોતાની ઇંદ્રીઓને વિકાર પામવાન દેતા સ્વાધિનમાં રાખવી. ૭ ધી, સદબુદ્ધિ, વેદાંત શાસ્ત્રોનું શ્રવણુ મનન કરવું. ૮ વિધા, બ્રહ્મ, આત્મ વિધા શિખવામાં તત્પર રહેવુ; ૯ સત્ય, સાચુ બોલવું, છળ કપટથી દુર રહેવું ૧૦ અક્રોધ ક્રોધને વશ કદી થવું નહીં, એ રીતે જે પ્રાણી સદા અંતરમાં શ્રવણ કર્યા કરે છે; અને વર્ત્તે છે તેજ મહાત્મા કહેવાય છે વળી હે પુત્ર ? નીચે લખેલા દશ નષ્ટ કર્મો નો ત્યાગ કરે છે તે સાંસારીક, વ્યવહારીક, રાજ્યકીક, ધાર્મિક એ ચારે સ્થિતી દરેક દશામાં આવા ધર્મ અર્થ કામ મોક્ષ મેળવી શકે છે.

૧—મને કરી થતા દોષો—૧ મનથી પારકા દ્રવ્યની અયોગ્ય ઇચ્છા કરવી તે; ૨ કોઇપણ પ્રાણીનુ ભુંડું ઇચ્છવું તે ૩ મીથ્યા નિશ્ચય એટલે અસત્યમાં સત્યમાની લેવું તે.

૨—વાણીએ કરી થતા દોષો—૧ કોઇને દુઃખ થાય એવું ભાષણ કરવું નહીં; ૨ જુઠું બોલવાની ટેવ રાખવી નહીં; ૩ કોઇના ચુગલી કરવી નહી ૪ કોઇને ખોટો ભરસો આપવો નહીં

૩—કાયાએ કરી થતા દોષો—૧ અયોગ્ય કર્મ કરવું નહીં; ૨ કો.

૪ પણુ જીવને મારવો નહીં; ૩ પર સ્ત્રી સંગ કરવો નહીં.

એ રીતે જે મનુષ્ય ઉપર કહેલા—વેલા દોષોથી દુર રહે છે તે ઉત્તમ દશાને પ્રાપ્ત થાય છે ? હે સંત? વળી કહ્યું છે કે ?

॥ सर्व भुतस्थ मात्मानं सर्व भुतानि चात्मनि ॥
॥ ईक्षतं योग युक्तात्मा सर्वत्र समदर्शिना ॥

અર્થ—આત્મા પંચ મહા ભુત અને તેનાં જડ ચૈતન્યાદિક સર્વ અર્થમાં ગુપ્તરીતે રહેલો છે, તેમજ સર્વ ભુતો પણ ગુપ્તરીતે આત્મામાં રહેલાં છે માટે સઘળા ભુત પ્રાણી વીશે જે પુરૂષ સમભાવની દૃષ્ટિથી વર્ત્તે છે તે યોગી પુરૂષ છે.

તેમજ સમ ભાવ વિશે પણ સાંભળ !

॥ सुखे दुखे नरे नार्यां संपत्सुच विपत्सुच ॥
॥ विशेषो नैव धीरस्य, सर्वत्र सम दर्शिनः ॥

અર્થ—સુખ અને દુઃખના સમયે તેમજ સંપત્તી અને વિપત્તિના સમયે સ્ત્રી અને પુરૂષ એ બન્ને વિષે, ન્યુનાધિક ભાવે નહીં જોતાં જે સમાન ભાવની દૃષ્ટિએ વર્ત્તે છે તે મનુષ્ય ધૈર્યતા વાન સત્યજ્ઞાની છે—વળી—

॥ आत्मौ पम्येन सर्वत्र समं पश्याति योऽर्जुन ॥
॥ सुखंवा यदिवा दुःखं सयोगी परमोमतः ॥

અર્થ—જે જન સુખવા દુઃખ પોતાને જે મુજબ થાય તેજ મુજબ બીજાને થાયછે એમ સમજી એક આત્મ સ્વરૂપની દૃષ્ટિએ સર્વને સમાન ભાવથી પેખે છે તેજ ઉત્તમ શ્રેષ્ટ યોગી છે;

વસે નિરંતર (તે) પ્રેમીમાં, પ્રેમ વડે બ્રહ્મ આપ;
અદ્વૈત માનો સો એક છે બ્રહ્મ પ્રેમ મય આપ. ૬
પ્રેમજ બ્રહ્મ મય જાણુ છે, પ્રેમ અદ્વૈત અનુપ;
અદ્વૈત તેજ પ્રેમ છે (અને) તેજ બ્રહ્મ સ્વરૂપ. ૭
નિષ્કામ પ્રેમ ભક્તિ હૃદયે, ધરે જો દ્રઢતા ટેક;
દ્વૈત ભાવ સૌ દુર થઇ પિછે આપજ એક. ૮

---

હે પુત્ર ! હે સુત ! હે શ્રોતાઓમાં શ્રેષ્ટ શ્રવણુ કરનાર, પ્રથમ સદા સદ્ગુરૂ પરમાત્માની અનન્ય પ્રકારે કરી નીચે પ્રમાણે સ્તુતી કરવિ

હે પરાત્પર ઉત્તમોત્તમ (સઘળાનું ઉપાદાન કારણુ ) તમે મારા માતા પિતાઓ, તમે બંધુ અને મિત્ર, સખા છો, તમે વિધા અથવા ગ્નાન અને દ્રવિણુ એટલે હિરણ્યગર્ભ રૂપ સઘળી સમૃદ્ધિ તમેજ છો તમે જે સર્વ દેવના દેવ તે મારા દેવ છો, એવા તમને મારી, કાયા વાણી, મન બુદ્ધિ અને ઇંદ્રિયોના સમૂહથી સઘળું અર્પણુ કરૂં છું. એટલે તમારામાં મારૂં સર્વસ્વ લીન કરૂ છુ.

### કટાવની ચાલ.

શ્રી તન ધારી, ગીરીવર ધારી, કુંજવિહારી, ત્રીપુરારી;
વૃષભાન દુલારી, રાધે પ્યારી, કૃષ્ણુ મોરારી, અંગધારી. ૧
કુસુમ વિહારી, કમળા ધારી, હે અસુરારી, સુરવારી;
વૃંદા નારી, કીધી પ્યારી, દધિ સુત મારી, ભારધારી. ૨
રમત વિચારી, કરમાં ધારી, મેડી મારી, બળકારી;
દડો ખુંપારી, પડતાં વારી, દડુ મારી, થઇ સારી. ૩

વઢે ગૌચારી બંશી ધારી, નહીં બિજા નારી, બિચારી;
રહે છે કાળી, જે વિષ ધારી, પીડ પસારો હ્યો મારી. ૪
વસ્ત્ર ઉતારી, ગેડી ધારી, જળમાં મારી, ડગ ભારી;
શિરમાં મારી, ગેડી સારી, બાંધ્યો કાળી, વનમાળી. ૫
આવ્યા બારી, નાગન હારી કકળે ભારી, દુખિ યારી;
અર્જ ગુજારી, અબળા નારી, મુકયો કાળી, બ્રહ્મચારી. ૬
જય જય કારી, વાણી ભારી, સહુ ઉચારી, જીજનારી;
પુરૂષોત્તમ પ્યારી, જયકુમારી, જીત્યા બાજી સંસારી—૭

શ્લોક.

નભ મંડળ ધર્ણિ તથા નિર વિષે, સચરાચર વ્યાપ્ત તું,
વિધ વિધ લીલા અપરંપાર, પેખુ હરનિશ ઈશ તાત હું.
વ્હાલા શ્યામ દયા ધરી મુજ પરે, પૂર્ણ કરો વિચાર જે;
પ્રણમું સત્ય પ્રેમ ધરી હે ઈશ્વરે, પુરો ઈચ્છા આ વાર જે

———

ખાન પાન ખાસાં ખાવાને, ભટકે તુજ મન ભાવે,
અટકે ઓળખતાં ઇશ્વરને એ મતિ અલ્પ જણાવે;
હલકાપણથ દુનિયામાં હાલો, થઇ પરધ. પચાવે;
પણ પસ્તાવું પડશે જ્યારે, કાળ કારમો આવે

હે સુત! સાંભળ!— સાખીઓ.

ફીકર સબકુ ખા ગઇ, ફીકર સબકા પીર,
ફીકરકી ફાકા કરે, ઉસકા નામ ફકીર. ૧
હદમેં ચલે સો ઓલીયા, બેહદ ચલે સો પીર;

મોક્ષેચ્છુ—હે મહારાજ ! હે નરેંદ્ર ! સબલ બ્રહ્મ તે શું ?

સુકતાનંદ—અવ્યકતથી એટલે ઇંદ્રિય ગોચર ન થઇ શકે એ વસ્તુથી પ્રગટ થયેલાં, બુદ્ધિ, અહંકાર, પૃથ્વિ, તેજ વાયુ, આકાશ, આદિ વડે, મહાન સ્વરૂપ વડે, આ બ્રહ્માંડોમાં ક્રમે ને યાનાર્થે ભાસમાન થતું સકળ શકિતથી ભરેલું જે તત્ત્વ, તે સબલ બ્રહ્મ જાણવું—૩

મોક્ષેચ્છુ—હે સ્વામી ! હે દયાળ દેવ ! જીવ કોણ ?

સુકતાનંદ—બ્રહ્મા, વિષ્ણું, મહેંદ્ર, ઇંદ્ર, વરૂણ, આદિ નામ રૂપ અભ્યાસના બળથી સ્થુલાદિ દેહોને નિભાવનાર, તેમ હું, અન્ય અન્યત્ વીગેરે માનનારા હજારો તે જીવ જાણવા—૪

મોક્ષેચ્છુ—હે કૃપાળુ ! કૃપા કરી કહો કે પ્રકૃત્તિ એ શું ?

સુકતાનંદ—બ્રહ્મની શાકિત નાના પ્રકારનાં વિચિત્ર સ્વરૂપને બુદ્ધિ શકિત વડે જે (પ્રતિત) બતાવે છે, તેજ પ્રકૃતિ, અર્થાત્, બુદ્ધિ એજ પ્રકૃતિ ૫

મોક્ષેચ્છુ—હે મુનીજી ! દયા દષ્ટિથી વદો કે પરમાત્મા કોણ ?

સુકતાનંદ—દેહો ને આદિથી પર જે બ્રહ્મ, એજ પરમાત્મા. ૬

મોક્ષેચ્છુ—હે વિભુ ! હે પિતુ ! બ્રહ્માધા શું હશે ?

સુકતાનંદ—બ્રહ્મા, વિષ્ણું, મહેશ્વર, ચંદ્ર, સુરજ, રાક્ષસ, પિસાચ, અિ, પશુ, ને આદિ જે છે તે બ્રહ્મ છે, બ્રહ્મ સિવાય કાંઇ છેજ નહિ. ૭

મોક્ષેચ્છુ—હે દેવ ! જાતી કોને કહે છે ?

સુકતાનંદ—ચર્મ, રકત, વસા, માંસ, મેદ, અસ્થિ, વડે કલ્પેલી

જાતિ કહેવાય છે, પણ વ્યવહારથી કલ્પિત છે. ૮

મોક્ષેચ્છુ—હે તાત! કર્મ કોનું નામ!

મુકતાનંદ—ઇંદ્રિયોનું જે ક્રિયમાણ થયા કરે છે, તે ક્રિયમાણ હું નથી કરતો પણ ઇંદ્રીઓજ પોત પોતાની મેળે કરે છે, એવી જે અધ્યાત્મ નિષ્ટા, તેનું નામજ કર્મઃ—૯

મોક્ષેચ્છુ—હે સર્વેશ્વર તાત! અકર્મ કોને કહેવું?

મુકતાનંદ—કૃત્તવ્ય (કરત્રાપણું) ભોકતૃત્વ (ભોગવ પણું) અને આદિ અહંકાર વડે, બીજા જન્મનું કારણ કરી આપવું, તેમ નિત્ય નૈમતિક યાગ, તપ, વ્રત, દાન, વિગેરેના ફલનું અનુસંધાન વડે બીજા જન્મનું કારણ થવું, એજ અકર્મ કહેવાય—૧૦

મોક્ષેચ્છુ—હે તારક તાત! કોનું નામ તપ કહેવાય!

મુકતાનંદ—બ્રહ્મ સત્ય, ને જગત્ મિથ્યા, એ પરોક્ષ જ્ઞાનથી લઇને બ્રહ્માને આદિ લઈ, અનેક ઐશ્વર્યના સંકલ્પ બિજનો ક્ષય કરવો, એનું નામ તપ કહેવાય. ૧૧

મોક્ષેચ્છુ—હે મહાત્મા! પ્રભુ! આસુર કોણ!

મુકતાનંદ—ઘણાજ રાગ દ્વેષ, અહંકાર દ્વેષ, ને હિંસા, ને દંભથી થતું તપ, તે આસુર કહેવાય. ૧૨

મોક્ષેચ્છુ—હે તપેશ્વર! પીતા! જ્ઞાન કોને કહેવાય!

મુકતાનંદ—એકા દશ ઇંદ્રિયો વડે સદ્ગુરૂની ઉપાસના કરવી, શ્રવણ, મનન, ને નિદિધ્યાસ વડે ઘટ પટાદિ વિકારો પદાર્થો વિષે દ્રવ્ય ભાવ ટળી જઈ, ચૈતન્ય વિના કિંચિંત્ પણ નથી, એવો જે સાક્ષાત્કાર અનુભવનું જે જ્ઞાન કહેવાય—૧૩

મોક્ષેચ્છુ—હે કૃપાળુ ત્રાતા ! દુઃખ કોને કહેવું.

મુકતાનંદ—અનાત્મ રૂપ વિષયનો સંકલ્પ એજ દુખ—૧૯

મોક્ષેચ્છુ—હે પીતાજી ! સ્વર્ગ શું છે !

મુકતાનંદ—સત્સંગ એજ સ્વર્ગ—૨૦

મોક્ષેચ્છુ—હે પરમ કૃપાળુ દેવ ! નર્ક શું છે !

મુકતાનંદ—વિષયીજનનો સંસર્ગ તથા જુઠા સંસારમાં લુબ્ધ થવું એજ નર્ક, ૨૧

મોક્ષેચ્છુ—હે તાત ! પરમ પદ શું હશે ?

મુકતાનંદ—પ્રાણ, ઇન્દ્રિયો, અન્તઃકરણાદિ, પરઅદ્વિતીય, સચ્ચિદાનંદ સર્વે સાક્ષિનું સ્વરૂપ એજ પરમપદ. ૨૨

મોક્ષેચ્છુ—હે દેવરાજ ! ઉપાસ્ય કોણ ? તે કૃપા કરી કહેશો.

મુકતાનંદ—સર્વે શરિરમાં રહેલા ચૈતન્યને મેળવનાર ગુરૂજી ઉપાસ્ય છે. ૨૩

મોક્ષેચ્છુ—ગુરૂ દેવ ! વિદ્વાન કોણ ?

મુકતાનંદ—સર્વના અંતરમાં રહેલા સચ્ચિદાનંદ સ્વરૂપને જાણનાર એજ વિદ્વાન. ૨૪

મોક્ષેચ્છુ—હે પીતાજી ! મુઢ કોને કહેવો ?

મુકતાનંદ—કરવાપણું, ભોગવવાપણું, આદિ અહંકારની ભાવના ધરનારજ મૂઢ છે. ૨૫

મોક્ષેચ્છુ—હે જગત ગુરૂદેવ ! સંન્યાસી કોણ ?

મુકતાનંદ—સર્વ કર્મનાં ફળ ત્યાગી તેમજ સ્વરૂપે રહેનાર તેજ સન્યાસી—૨૬

મોક્ષેચ્છુ—હે સ્વામીજી ? આર્ય કોણ ?

મુકતાનંદ—દેશ, કાળ, વસ્તુના ભાગ રહિત જે વસ્તુ, તે વસ્તુ, ( એટલે આત્મ જ્ઞાન ) આત્મા :—૨૭

મોક્ષેચ્છુ—ગુરૂજી! અધ્યાસ શું છે?

મુકતાનંદ—પોતાના સ્વરૂપથી જુદું, માયામય, મનોબુદ્ધિ, ઇંદ્રિય ગોચર, જગત સત્ય છે, એવું જે ચિંતન, તે ચિંતનને અંગણુ ન કરવું—૨૮

મોક્ષેચ્છુ—પ્રભુજી દેવ! સમાધિ શું કહી?

મુકતાનંદ—સર્વ વાસનાને ત્યાગ કરી દેઈ, હું અને મમપદ ત્યાગ કરી બ્રહ્મના શરણ થઇ, મારા વાક્યનો અર્થ નિશ્ચય કરે, તે નિર્વિકલ્પ, સમાધિવાન, તેજ પૂજ્ય, તેજ બ્રાહ્મણ, તેજ સત્ય તેજ પરમહંસ, તેજ સર્વવત્ છે તેનું નામ સમાધિ ૨૯

મોક્ષેચ્છુ—ગુરૂદેવજી! બ્રાહ્મણ કોણ?

મુકતાનંદ—હે શીષ્ય! બ્રહ્મને જાણનાર એજ બ્રાહ્મણ.



હે પુત્ર! અહોનીશ નીચે મુંજબ વીચાર કર્યાજ કરવો જેથી આત્મા મય થવાય છે હું શેનો હોઉં, હું નથી તો ક્રિયા થાતી હોય, સર્વત્ર એક આત્માજ છે. આ પ્રમાણે હૃદયનો નિશ્ચય રાખી, શાન્ત, પ્રસન્ન, નિર્વાણ રહેવું, અત વાહક રહેવું બહાર વ્યવહારમાં સર્વ ક્રિયા ધર્મ શાસ્ત્રની નીતી પ્રમાણે વર્તવુ, લોક રૂઢી જોવાની જરૂર નથી. કુસંગી ( ખોટા વિષયીજન ) ની સોબત કરવી નહીં હમેંશા સાધુ એટલે ઇશ્વર પારાયણ મનુષ્યનો સંગ કરવો અ-ન્યોનો ( પારકી આના ) સંગ કરવા નહીં. ઊપદેશ સર્વત્ર જનને આપતા રહેવો, મરજી અનુસાર સુબોધ કરવો, આત્માના અનુભવથી

આત્મા પાસે ભાસે, સંસાર દુર ભાસે જગત અભ્યાસથી સંસાર નિકટ, આત્મા દુર ભાસે, મનને વશ કર્યું તે માહાત્મા કહેવાય છે. સર્વમાં સમ વૃત્તિ ધરી અકર્તા પણે સ્થિત થયેથી માહાત્મા થાય છે.

સાધુ—સધ=પકડ=તરતાર=આશાવાળો ધ્રુ=ઉપરનું પદ એટલે અખંડ નંદનુ પદ ઉપરના પદની આશા વાળો તે—૧

સધા=૬ છ ( દશાંશી ભાગનો આંકડો છે ) શબ્દ છે+ધુ= ધોઈ નાંખવુ=કાઢી નાંખવુ= રહીત થવું એટલે ૬ છનીકાગ રહિત થાય તેજ સાધુ કહેવાય—૨

સાધ્યેની સાધુ=સાધન ( વિશ્નુ વીગેરે દેવોનું યાને પદનું ) કરનાર તે પણ સાધુ કહેવાય—૩

જાત્રા—જા+ત્ર=જા=જવું+ત્ર=તરીજવું—માટે ગુરૂ રૂપી જાતર કરી સંસાર સાગ થી તર તેનું નામ જાત્રા.

તીર્થ—તર+અર્થ=તર=તરવું+અર્થ=કામ= =તરવાનો અર્થ સાધવો તે તીર્થ માટે ગુરૂ દ્વારે બોધથી તરાય તે તીર્થ.

ધર્મ—ધ+મર્મ=ધ=ધારણુ+મર્મ=સાર=સારને ધારણ કરવો એજ ધર્મ બીજો નહીં.

### સાખી.

ગુરૂકા રૂપ તો ઓર હય જાનત હે સબ ઓર
જોઈતારામ સાચુ કહે નિર્ખુ આઠે પહોર— ૧
ગુરૂ નિરંજન દેવ હે, પોતે પ્રગટયા પાસ,
જોઇતારામ સાચુ કહે, પુરા કરી છે આશ— ૨
કામી ક્રોધી લોભીએ ત્રણુજ આડો આંક,
જ્ઞાન માનને જ્ઞાણુપદ ખુબ છે નિષ્કાંગ— ૩

સર્વે વાણી બ્રહ્મકી, ગીતા ગાયને વેદ,
જેણે આત્મ ચિન્હવીયા, ભેદ ગયા વાકા ખેદ— ૪



" શ્લોક "

**आप बुद्धि हितार्थाय, परबुद्धि विनाशाय: ॥**
**गुरु बुद्धि लाभार्थाय स्त्रिबुद्धि प्रलयंगता ॥१॥**

સાખી.

ભાગા ટીલુ મુરખ કરે, હૃદય વિષે ઉતરે ફરે,
અનુભવ્યાંકી તો ઇચ્છા ધરે, વૃત્તિ પાછી શાની વળે; ૧
આપા જાગના મુરખ ગુરૂ, જગત વિષે કરતા પુરૂ;
એવાને શું કહીએ પુર, કહીએ તેણે જાણે તુરૂ, ૨
દાસપણામાં સર્વે વશ, એથી મળશે મોટા જશ,
માટે તું દીનતામાં ધસ, એવું સમજી રે'વું બસ, ૩
વર નાખીને મ્હોતેર કોઠા, ગુરૂજી ખોલે જ્યારે,
અખંડાનંદની પ્રાપ્તી થાયે, નિજ સ્વરૂપે ત્યારે ૪
જો અજ્ઞાની સમજે મરમ, ત્યારે દીલનો ભાગે ભરમ;
જો તનથી તજે કુકર્મ તો સાચો રહે એનો ધરમ ૫
સજ્જન એસો કીજયે, દાસ સનેહા હોય,
સુખમેં તો પીછે રહે, દુઃખમેં આગે હોય ૬
જીતને તારે ગગનમેં ઇતને શત્રુ હોય,
કૃપા હોય શ્રી રામકી, બાળ ન બાંકો હોય ૭
પારસ મણીકે સંગસે, કંચન ભઈ તરવાર,

વીઠલ તીનું બા બીરૂ, બાર બાર બાલીરે ૯

## ભજન.

મોટાઇ અમે શું કરીએ હો રાજા રાણા—મોટાઇ૦
રાજને પાટ બેઠા અજવાળાં દીવા ડોલતાં વાંચે,
પરમાર્થ સિદ્ધિ મનડાં મોળાંરે મોળાંરે—મોટાઇ૦ ૧
મેહેલને માળ બાગ જરી નથી ગમતારે,
જુની ઝુંપડીએ રહીશું રમતારે રમતારે—મોટાઇ૦ ૨
જરીએલ વસ્ત્રો પહેરીને જોયાંરે
ભગવાં કફનીમાં મનડાં મોળાંરે મોળાંરે—મોટાઇ૦ ૩
મોતીની માળામાં હંસ અમે લાંગારે,
તુળશીની માળામાં કૃષ્ણ કાળારે કાળારે—મોટાઇ૦ ૪
દુરજન સંગી થતાં સુખ નવ ભાસેરે,
સંત સમાગમ સુખરસ પાસેરે પાસેરે—મોટાઇ૦ ૫
દાસપણામાં સદા દામોદર સહાયેરે,
સેવતાં પુરૂષોત્તમ પદ પાયેરે પાયેરે—મોટાઇ૦ ૬

---

### સદુપદેશ—દુહા,

પ્રાતહી ઉઠકે નિત નિત, કરીએ પ્રભુકો ધ્યાન,
યાતે જગમેં હોય સુખ અરૂ ઉપજે સત્‌જ્ઞાન; ૧
કાહુકો કડવો વચન કહો ન કબહુ જાન,
સુરત મનુષ્યકે હૃદયમેં છેદા હૈ જિમી બાન— ૨
પઢિએ મેં કબહુ નહી નાગા કરિયે ચૂક,
કુછ લોગ ભગત હાસીં સમઝિ નિસદીન ભૂક— ૩

કુમકુન ચોરી કીજીયે, યદપિ મિલે બહુ વિત,
નર હસિ તાકે હૃદમેં, પાવહિ લાજ અમિત— ૪
મીઠી બોલી બોલીયે, કરકે સબસોં પ્રીત,
કરૈ પ્રેમ તાંમેં સકલ, લખિ શુક સારિક રીત— ૫
યદપિ હોત પિતુ માતુકો, સબ સુત પૈં સમ નેહ,
લખિ સુપુત ઠંડક લહે જરૈ કુસુત લખિ દેહ— ૬
જો જન ઈર્ષા ધારિ મન, જરત દેખી પર હિત,
કૈસે ઐસે પુરૂષકે, સિતળતા રહ ચિત— ૭
જાની સરૈ ગતી ઇશકી, કરૈ ન કબહુ પાપ
સબહિ ચરાચર જગતકો, દેખત હૈ વહ આપ— ૮
સુનિકે દુર્જન કે વચન. હો રહિયે ચુપ ચાપ,
કરે જો સમતા તાસુ કિ, નીચ કહાવે આપ— ૯
જુઠ કબહુ ન બોલાયે, જુઠ પાપ કર મૂલ
જુઠકો કોઉ જગતમેં, કરૈ પ્રિતી નહીં ભુલ— ૧૦

---

### પ્રશ્નોત્તર—દુહા.

સુખી જગતમે કોન હૈ, કહો મોહિ સમુઝાહી,
હોય દીન ભગવાનમેં, સુખી વહી જગ માંહી. ૧
દુખી કહત હૈ કૈન સોં, પ્રસ સહિકે જોય;
દેખી પરોદય જો જરૈ, દુખી રહત વહ નીચ. ૨
કો જગમેં ધનવાન હૈ, જાકો મન ન ડોલાય;
જો રાખે સંતોષ મન, વાહિ ધનિકન મે નાય. ૩
કહત દરિદ્રિ કોનસોં, કહો મોહિ કો નેહ,

ધન તૃષ્ણા જાકે અધિક, જાનુ દરિદ્રી તેહ. ૪
પુણ્યવાન જગ હોહિં જે, તિનકી કહુ પહિચાન;
પ્રભુ પર ડર જાકે હૃદય, પુણ્યવાન સો જાન. ૫
ભાગીજન જો જગતમેં સો કિમિ જાનો જાય,
જો અપને પ્રભુસોં વિમુખ, પાપી વહી કહાય. ૬
બુદ્ધિમાન નરકે અવૈ, લક્ષણ કહો બખાન;
જો જગ નિંદા સો ડરે, બુદ્ધિમાન સો જાન. ૭
સજ્જન જન જગ કૌનસે, કહુ નિશ્ચય કરિ મોહિ;
રાખિ દયા સબ બલ ચહે, સજ્જન જાનો સોહિ. ૮
સબહિ જગત જન ઓરકો, કૈસે દુષ્ટ લખાય;
પર અકાજમેં જાસુ ચિત્ત, સો નર દુષ્ટ કહાય. ૯
બડો કવન યા જગતમેં, પૂછોં મૈં યહ બાત;
કહૈં દોષ જો સબનકે, સો જન બડો કહાત. ૧૦

## નિતી—દુહા

કરો ન રીપુતા કાહુસોં સબકે રહીયે મીત;
જાતેં મન પ્રફુલિત રહેં, હોય ન રીપુકી ભીત. ૧
રહો જૌન સે દેશ મં, તહેં કે નૃપકી નિતી;
દેખ ચલો તા ચાલપર, યહ ચતુરનકી રીતી. ૨
શ્રમ સુચાલકે કારણે, નર લહ પ્રભુ ચિત્ત વાસ:
તાતેં ધન કીર્તિ લહે, પૂરે પ્રભકી આશ ૩
જો નૃપ વિદ્યા બલ બિન, કિયા ચહેપર બધ;
સો પૂરી આપત્તિ ચહે, જીમાંકુ બાટ ચલ અંધ. ૪
પહિલે લખિ કે દોષ ગુણ, ફેર આરમ્ભે કાજ;

પંડિત કર સબહિ હેર, હોત બડા સન્માન;
દ્રવ્ય દેવ સીખે સબે, છન્હમેં સુંદર ગ્યાન. ૭
વિદ્યા સમ કોઈ ગુન નહિ, જગમેં દૂજો કોય;
સીખે તે જાકે સદા, અતિ અદ્ભૂત સુખ હોય. ૮
વિદ્યા પઢને મેં સદા, શ્રમ મન ચિત્ત લાય;
ધન સુખ પાનેકી યહાં, સુલભ ન ઓર ઉપાય. ૯
વિદ્યા સમ કોઉ ધન નહીં, એહિ જગ દૂજા ઓર;
ઘટે ન દિયે અમોલ જો, લે ન સકે જેહિ ચોર. ૧૦
બૈરી ક્રોધ મહાન હૈ સબ પાપનકો મૂલ;
એહિકે બસ નર હોય કે, સહેં બડા દુઃખ શૂલ. ૧૧
લાલચ સમ દોષ નહીં, એહિ જગ દુજો કોય;
જાકે નર બશ હોય કે, ધરજો બૈઠે ખોય. ૧૨

**ગાયન.**

બેની જોમેં આવે છબીલોજી કહાન,
સંગ કેસી સોહે રાધિકા સુજાણ;
અધરામૃતનું ચુંબન લઈને,
ભેટે હૃદયે મહારાજ—આજ.
રસિક રંગ રેલે રસિકરાજ આજ;
બાલા આલી પ્રભુ મનવતા ચાલી,
તજી દેવી લોકની લાજ—આજ.

---

મતવાલી મન વશિયા માવોજી મરાનુ,
પલકારી જોને મારે નયન તણું બાણ;

સજ્જન જન ભેના રહ્યા, આપણું પ્રાત: કાળી,
વાયુ વેગે પર સ્વાર થઇ, રમે મગન થઇ કાળ—૧૦
વંઝા વામા જો કદી, પ્રસવે પુત્રજ ચાર,
તો ચાર વિર કુમારનું વચન વ્યર્થ જનાર—૧૧
મેઘ ગર્જના સુણિ સિંહ, પાષાણ પટકે શીર,
શુરા શત્રુ પેખે તવ, વ્યાપે શુર શરીર—૧૨
સિંહ ચરે તૃણ જો કદા પ્રગટે પશ્ચિમ સુર,
સત્યવાદી સતી સાધવી. (તો) ગુમ વે નિજ નૂર—૧૩
સિંહણ પય જો જીરવે, સિંહ સુત વિણ જીવમાત્ર,
તો તો આ અવની વીષે, કાયર ઠરૂં કુપાત્ર—૧૪

---

જ્ઞાતીનાં પ્રથમો ધર્મ દ્વીતિયો જ્ઞાન ધર્મજી:
તૃતિયો બ્રહ્મજ્ઞાન અહિતા, ચતુર્થો પ્રાપ્ત પરંપદ: ૧

મોક્ષેચ્છુ—હે ગુરૂ દેવ ? હે પીતા ! પરમાત્માનું સ્વરૂપ વળી જે નિર્ગુણ બ્રહ્મ છે તે શું છે ! કૃપા કરો સમજાવશો.

મુક્તાનંદ—નિર્ગુણ, સત્વ, રજ, તમ, ત્રણ ગુણ છે તે જો ઓળીયે ત્યાં સત્વ ગુણથી ઓળખાય છે માટે નિર્ગુણ તો હૃદયના નિશ્ચયથી સમજી લઇ સત્વમાં બ્રહ્મ જાણી, ઘણું ભાગે મન બ્રહ્મજ્ઞાનની વૃત્તિમાં રહે એવું સદા કામ કરવું ! કે જેમ સૌ ઉપાધીથી મુક્ત રહેવાય; તેમ જ્ઞાનમાં વધારો થાય છે મનને સર્વે ઉપાધીથી મુક્ત કરી, આત્મ સ્વરૂપમાં જોડવાથી પ્રીછીએ ભાવ નામ બ્રહ્મના ભાવમાં જોડવું,

મોક્ષેચ્છુ—હે ગુરૂ દેવ ! હું દેહ છું, નામ છું, મનુષ્ય છું બ્રાહ્મણ-

છુ, ઇંદ્રિયો, ગુણ છું, કર્મ છું, જીવ છુ, કે બ્રહ્મ છુ ?
મારૂં રૂપ શુ ? તેનું કૃપા કરી સમાધાન કરો ?

મુક્તાનંદ—હે પુત્ર ! હે શિષ્ય ! પ્રશ્ન પુછનાર વાળાઓમાં ઉત્તમ
તે હું કહું છું તે સર્વે સાંભળ ! દેહ પંચ મહા ભુતની છે,
તે તું નહીં નામ કર્મના સંકેતમાંથી ઓળખવા પાડયું છે તે
જન્મ્યા પછીથીજ પાડે છે, જો તું તે હોત તો જન્મતાંજ
કહેત કે ફલાણો જન્મ્યો. પણ તેમ નથી કહેતા, માટે તે તું
નથી મનુષ્ય શરીરને ચિન્હ ઉપરથી કહેછે, પણ તે શરીર પંચ
મહા ભુતનું ( પંચ તત્વનું ) છે ને તત્વ તો ઢોર વિગેરે
પ્રાણીનાં સમાન છે માટે તત્વનું શરીર મનુષ્ય નથી. ને તે તું
નથી, ઇંદ્રિયો તત્વ પ્રાણની સત્તાથી ચાલે છે, પ્રાણ આત્મ
સત્તાથી ચાલે છે માટે તુ પ્રાણ નથી, શાથી જે પ્રાણ ગયે
પણ તું રહું છું જાગે નાશ નથી પ્રાણ રહે છે, સંધાય છે,
ઇંદ્રિયો નાશ થાય છે, ઉત્પન્ન થાય છે, પણ તું તે નથી,
ગુણ વધ ઘટ ચાલે છે પણ તું અચળ ગુણાતિત અવિનાશી
છું કર્મ ગુણથી થાય છે, પણ તું અકર્તા સાક્ષિ ભુત પ્રકા-
શક છે જીવ અવિદ્યા અજ્ઞાન દ્રષ્ટિથી ભાસે છે પણ તું
બ્રહ્મ સ્વરૂપ છે માટે તું બ્રહ્મ સિવાય કોઇ પણ વસ્તુ નથી,
એવું ભાન અચળ કરવાનીજ ફરજ છે. આમ ચિંતવન
કરવું તેથીજ અજ્ઞાન પણ નાશ પામી બ્રહ્મજ્ઞાન દૃઢ થયે
મોક્ષ પદાર્થ અચળ અવિનાશી પદ પમાય સત્ય છે ॥

———

મુક્તાનંદ—હે પુત્ર ! હે સુત ! હે તાત ! ઇસ સબ બસ્તુ હય ઇસકા પીછાનમેં ભી બ્હોત આશ્ચર્ય રહેતા હય ! ક્યોં કે અનેક અનેક ભાવકો એક દેખણાભી અજ્ઞાન હૈ ! ક્યોં કે સબ ભીન્ન ભીન્ન, દેહ, ઇંદ્રીયોં, પ્રાણ, મન, બુધ્ધિ આદી અનેક હૈ તીન વિષે અહં પ્રતીતી કરીકે એકત્ર ભાવ દેખણા વહેભી અજ્ઞાન હય. ઔર એકકો અનેક દેખણાભી અજ્ઞાન હયે. ક્યોંકે—એક આત્મા હૈ તીનકો અનેક નામ રૂપ દેખણા સો અજ્ઞાન હૈ.

જોતે કછુ સંકલ્પ જાગ હય, તીનકો ત્યાગ કરણા ઈસકા નામ અસંગ ! સંગ તે રહિત કહે તે હય !

જીવકા તીન સ્વરૂપ હૈ—૧ શુધ્ધાત્મા, સચ્ચિદાનંદ બ્રહ્મ !

૨ દુસરા—અંતવાહક આત્મા સ્મરણમેં રહા હે, ઔર આધિભાતિકતા આત્માકા સ્મરણ ભુલ્યા હૈ.

૩ તીસરા—સ્વરૂપ સત્ય હય. ઇસમે સ્થિત હોવણા; ઔર સચ્ચિદાનંદ બ્રહ્મમેં લીન હોના.

હે વત્સ ! હે બાપ ! ઈસ સબ જગત આકાશ રૂપ હૈ, ઔર આધિભૌતિક જગત જો ભાસતા હયસો સ્વપ્નેકી સૃષ્ટિકી નાંઇ અસત્ય (જુઠા) હૈ !

પર્વતો સહીત જગત ભાસતા હૈ સો રતીભાર નહીં, જેસે સ્વપ્નકે પર્વત વીગેરે પદાર્થકા રતીપુરભી ભાર નહીં લગતા, તૈસે જગત આત્મા રૂપ હૈ.

ચિત્તકો એકાગ્ર કરી કે સ્થુલ શરીરકો ત્યાગ દેવ કુ. યોગાભ્યાસ કરી આત્મસત્તા વિષે સ્થિત રોકે, ચિદાકાશ વિષે અભ્યાસ બલેથી સ્થિત હોવેગા, તબ જહાં ઇચ્છા કરેગા, જહાં ચલા જાયગા.

જીસ પુરૂષકો માંસમય શરીરકી સાથ અહંભાવ હે, તીસકો આધિ, વ્યાધિ, ઉપાધિ, શાપ, પાપ, પુન્ય, દુઃખ, સુખ સબ લગતા હે! અઉર જીસ પુરૂષને ચિત્તકો આત્મ પદ વિષે સ્થિત કીયા, તીનસકો અગ્નિમેં ડારીએ તોભી કષ્ટ કછુ નહીં હોતા!! જીનકી એક ક્ષણભરભી વૃત્તી આત્મ પદ વિષે સ્થિત કીયા, તીસકો અગ્નિમેં ડારીએ તોભી કષ્ટ કછુ નહીં હો!!! જીનકી એક ક્ષણભરભી વૃતી આત્મપ સે ચલાયમાન નહીં હેતી, તીનકો આધિ, વ્યાધિ, શાપ, મંત્ર, પાપ, પુન્ય આદી કછુ કર્મ જો સંસારકે ક્ષોભ દુઃખ હે, ઓ તીસ પુરૂષકો કોઉ શબ્દ સ્પર્શ નહીં કરતા, જેસે કમલકા ફુલકા પ્રહાર શિલાકો ફોડ નહીં શકતા તેસે તીનકો આધિ વ્યાધિ દુઃખ, આદિ લેપન નહીં હોતા, સ્થુલ દષ્ટિસે જીવકો દો શરિર ભાસતે હે, બાહ મનરૂપી ના એકીહી શરિર હય.

ચર્મ ચક્ષુ દોભી દેકે જ્ઞાન ચક્ષુ (દીવ્યચક્ષુ) હય ઉસીસે દેખનેસે સર્વજ્ઞતા રહેતા હે; કીંકે ચર્મ ચક્ષુ વિકારવાન હે, અઉર દીવ્ય ચક્ષુ નિર્વિકારી હે, તાતે હે સુત! સર્વ કાળ દીવ્ય ચક્ષુસે દેખણા.

હે તાત! જીન પુરૂષને મનકો જીતકે સર્વાત્મા બ્રહ્મકા દર્શન કીયા હે સો જીવન્મુક્ત હે. ઓર મેં સર્વે શક્તિમાન અનંતઆત્મા હો; સર્વે પદાર્થ વિષે સ્થિત અદ્વૈત હો એસા દેખતા હે, સોહી દેખતા હય.

હે વત્સ! નિરંતર એસા વિચારણા કીજે—જો એસા વિચાર દ્રઢ નિશ્ચય હોતા હેય તબ અપને રૂપકો પાવતા હે, ઉસલીયે મનન કરતા જરૂર હય—

શરિર રૂપી નગર વિષે ભરમ તે રહિત નિષ્કંટકરાજ કરતા

હો, લોભતે રહિત હો, કામ ક્રોધ, લોભ, માન, મોહ, અજ્ઞાન દેશ હે, તીનકે વિષે આપ પ્રવેશ નહીં કરતા, અરૂ અપને દેશ વિષે તીનકુ આને નહીં દેતા, સાવધાન રહેતા, અપના દેશ કૌન હે ? ઉદારતા, ધૈર્ય, સંતોષ, વૈરાગ્ય, સમતા, મૈત્રતા, મુદતા, ઉપેક્ષ, તીસ વિષે અજ્ઞાન કો પ્રવેશ કરને નહીં દેતા, અરૂ આપ ધ્યાન રૂપી નગરવિષે રહેતા ! મનરૂપી ઘોડેપર આરૂઢ હોકે આર સમતા અરૂ એકયતા દોનોં સ્ત્રિઓકો સાથ રખ કે તીરથ કે સ્નાનકો ગમન કરતા, વિચાર રૂપી તીસકો લગામ રખતા, જીવ બ્રહ્મ કે એકતા રૂપી સગમ તીરથ વિષે સ્નાન કરતા, સદા આનંદમાન રહેતા: જો દેહ હેતા હે, તોભી તીસ સાથ સ્પર્સ નહીં કરતા, જૈસે ઘટ સાથ આકાશ સ્પર્સ નહીં કરતા, અરૂ સદા એક રસ ભગવાન આ મહેન વિષે રહતા હય તેસે બોલના. ચાલના, દાન કરના, પરંતુ અંત્તર ચિત્તકો મન લગાના તીસકો અપના રૂપ જાનના ( જાણીએ ) શબ્દ સ્પર્શ, રૂપ, રસ, ગંધ, ઇનકો અંગિકાર કરતા હુ; પરંતુ ઇનકે જાણે વાલે શાક્ષિ વિષે સ્થિત હોઉં.

વિષ્ણુ, શિવ, બ્રહ્મા, ઇંદ્ર, પવન, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, સર્વ વસ્તુત: જગત એ સબ ન હોઉં, ન બ્રાહ્મણ, નક્ષત્રીય, નશુદ્ર, નમેં નદેહ, નચિત્ત, ન અહં હે; પરંતુ અકત્રીમ દેવ હે તીસકો પુજણા; દેવકો સર્વત્ર જાણના, જીસસે યહ સર્વ હય, ઐસા સર્વ ઠૌર દેખ ના, એજ ઇસકા પુજન હે, જે આ દેવકી પુજા નહીં કર શકતા તીસકો આકારકી પુજા કરનેકી હય !

બ્રહ્મ=સત્ય અસત્યકે મધ્ય, અરૂ સત્ય અસત્ય કે પર કહેતા હે ! સો દેવ પરમાત્મા હે ! ! !

શિષ્યજી—હે ગુરૂદેવ ! હે પીતાજી ! કેવાં કર્મ કરીએ તો આ કર્મોનો બંધ દુર થાય?

સુક્તાનંદ—રૂષિઓના આરંભથી કર્મનો ત્યાગ કરવો ઘટીત નથી, પરંતુ જ્ઞાન થયે કર્મનો ત્યાગ (મનથી કર્મના ફળની ઇચ્છા નહીં કરવી ને નિષ્કામ ફળ રહિત પણુ) કરે, અગર રૂઢી પ્રમાણે વર્તે તોજ બંધ દુર થાય છે.

સાખી.

નૈન અઢાર નવ શિષ હય, ખટ ચરણ ભુજ ચારઃ
પુરૂષ પંડીત જન વદે એહ, (જાણું) બીન અંધા સબ સંસાર.

## યોગની મુદ્રાઓ.

૧—સુષ્મણા ચલાવવાની રીત—પગપર પગ ચઢાવી બેસવું. બન્ને હાથની તર્જની આંગળીથી નાશીકા (નસકોરાં) દબાવી દેવાં. ને હાથની મુઠી વાળી દેવી, પછી (નસકોરાં દબાવતી વખતે હાથ છાતી શિખરપર રાખવા અને છેલ્લી બે આંગળીઓની ટોચો જોડવી.) શ્વાસ ઘુંટવો (ધ્યાનમય રેવું.) છેવટે નાશિકાએ શ્વાસ આસ્તેથી જવા દેવો. તાળવે જીભ લગાવવી તે:—

૨—અપાન વાયુ ઉંચો ચઢાવવાની રીત—ઉપર મુજબ બેસવું, પછી બન્ને હાથ પીઠપરનો કરોડપર જોડવા. (હાથ જોડતી વખત અનુક્રમે આંગળીઓ જોડવી.) હાથની કુણીઓ મુસ્તકની પાછલી બાજુએ ઉભી રાખવી. મોંમાં દાંત સાથે દાંત પીસવા, શ્વાસ ઘુંટી ધ્યાન મગ્ન રહેવું તે—

૩—રેચક મુદ્રા—ઉપર મુજબ બેસવું. બન્ને ઢીચણથી ઉભા થવું (ખડા થવું) બન્ને હાથોની મુઠીઓ વાળવી ને અંગુઠા ખુલ્લા

રાખી; અંગુઠા બોયપર આગલી બાજુએ ટેકવવાને શરીરને આધાર આપવો. મોં નીચું રાખવું. શ્વાસ મુંદી ધ્યાનમય રહેવું.—રેચક—સુર્ય. ચંદ્ર એમાંથી ગમે તેનો રેચક વાયુ થાય છે, પણ તે બન્ને થયા પછી શુષ્મણા રેચક થાય તે—

૪—યોગાભ્યાસીએ ચાલતાં શુષ્મણા ચલાવવાની રીતથી રહેવાની મુદ્રા—અદબવાળી ઉભા રહેવું (અદબ વાળવી પણ બન્ને હાથની મુઠીઓ વાળી બરોબર બગલમાં દાબી રાખવી.) અને ચાલતાં ચાલતાં શ્વાસ એકાગ્ર કરી ધ્યાન મય રહેવું તે—

૫—પ્રાણ વાયુ ચઢાવવાની રીતની મુદ્રા—જમણો પગ ઉભો રાખી અર્ધ પગે બેસવું ને ડાબો પગ પાછળ ફેરવી પગનું ચાપવું ડાબી કુખની છેલ્લી નાડીએ લગાવવું ને સ્થિર થવું. બન્ને હાથ આંગળીને હાથનું સંપુષ્ટ મુખ આગળ રાખવું. જીભ તાળવે અડાડી મોં ઉંચુ રાખવું, ચક્ષુ મીચી દેવાં. નાશિકાએ શ્વાસ જવા દેવો ( અંદર ખેંચવો ) ધ્યાન મય રહેવું તે—

૬—વાતો કરતાં કરતાં ધ્યાન મય રહેવાની મુદ્રા—મુદ્રા તજી પગ પર પગ ચઢાવી બેસવું; જમણા પગના ચાપવાપર ડાબો હાથ ને ડાબા પગના ચાપવાપર જમણો હાથ દાબવો ને સ્થિર થવું, બન્ને ચક્ષુની એકાગ્રતા નાશિકાના અગ્ર ભાગપર રાખવી ને નસકોરાંથી શ્વાસ ચડાવવો તે—

૭—જળમાં ચત્તા પડી ધ્યાન મય થવાની મુદ્રા—જળપર ચત્તા સુઈ જઈ પગપર પગ ચડાવી પલાંઠી વાળવી ને પછી બન્ને હાથમાં અંગુઠાથી બન્ને કર્ણદ્વાર દાબવાં, બન્ને તર્જની આં-

ગળીથી ચક્ષુઓ દાબવાં, બન્ને મધ્યમા આંગળીઓથી નસકોરાં દાબવાં, બન્ને અનામીકા આંગળીઓથી મુખ દબાવવું, ને છેલ્લી કનિષ્ટિકા આંગળીઓ હડપચીપર રાખવી; શ્વાસ એકામ કરી ધ્યાન મગ્ન રહેવું. ખટ્ ચક્રનાં દર્શન થાય છે. ( આ મુદ્રાથી ઓહંગ સોહંગના નાદ ગણી શકાય છે.

૮—સ્વરૂપને સાક્ષાત્કાર કરવાની મુદ્રા—પ્રસન્ન વદન, શાન્તાકાર, નિરાકાર ભાવ, મનુષ્ય ચેષ્ટા ( અંતવાહક, આધિભૌતિકતા, આત્મામય ) ત્રિઅવસ્થામય, પાકરહિત, ત્રિગુણ રહિત, સ્વરૂપમય રહેવું તે—

## યોગની પાંચ મુદ્રાઓ.

૧ ખેચરી, ૨ ચાચરી, ૩ ભૂચરી, ૪ અગોચરી, ૫ ઉન્મુની.

### ઓળખવાની રીત.

ખેચરી—મીન (માછલાં) કી—જીવ્યા ઇંદ્રી ખટરસ સ્વાદની છે.

ચાચરી—પતંગીઆકી—ચક્ષુરૂપ સ્વાદની છે.

ભૂચરી—ભમરકી—નાશિકા ગંધ સ્વાદની છે.

અગોચદી—મૃગકી—શ્રવણનાદ સ્વાદની છે.

ઉન્મુની—ગજકી—કામ ઇંદ્રી સ્વાદની છે.

## મુદ્રાનાં ચેન

૧ ભીક્ષા કુટકા હાંથીચેન, ૨ અનસુણી અતવિચાર ભાસિત, ૩ માન્યરૂપ ચેન, ૪ કર્મનાસ્તિ ચક્રતી, વિચખતી ભાષા સૂલ પ્રેત કાંચેન, ઉસઅહતી ગુબા અહત ચેન.

## મુદ્રાતત્વ.

૧—સર્વ શાસ્ત્રો એકડા અહે, સિદ્ધાંત, વેદાન્ત, જ્ઞાન દેશે, શાસ્ત્ર

પાંચી જ્ઞાન ઉપજાવે અપાન વાયુ સમાન જુત્વા.

૨—ચક્ષુ અમદ્વારે, ચિત્ત જ્યોતિ ભવે, જુક્ત પ્રાણવાયુ સમાન્તિત્વા.

૩—નિશ્ચયકે મન જ્ઞાન ભવે, સમાન વાયુ સમ જુત્વા.

૪—શ્રવણ અમેનાદ અડંભવે, જુક્ત ઉદાનવાયુ સમન્તિત્વા.

૫—ગગનસ્થાને અનહદ નાદ લય જુક્ત વ્યાનવાયુ સમન્તિત્વા.

## મુદ્રા તાત્પર્ય

૧—સ્થાન પરિબ્રહ્મ ભનેલી। અનહદ નાદ ગર્જતે, તતઃ સ્થાનું જુગત યોગી.

૨—પરબ્રહ્મ જ્યોત પ્રકાશે, બ્રહ્મજ્ઞાન ઉપજાવે. દીવ્ય દૃષ્ટિ સુઝે, સચરાચરમે સર્વ દશાય, દીવ્ય દૃષ્ટિ જ્ઞાન ઉપજે.

૩—શરીરના સર્વ ગુણને વશ કરે, સર્વેંદ્રિઓ જીતે, સર્વ તત્વ જીતે, ત્રિગુણ, મન, પવન, પંચતત્વ એ સર્વ જીતે.

૪—એકવીશમા બ્રહ્મરૂપ ધ્યાન, અગોચર સ્થાન, સત્તા, પરમ સ્થાન, પરમ શુન્ય ધામ, પ્રાપ્ત થાય. જોગી મનોવાગ.

૫—પરિબ્રહ્મમાં લવલીન, ધ્યાન. સમાધી, વજ્રકપાટ, અસંખ્ય જુગ, નિરંતર ધ્યાન, બજ્રમુદ્રા ભવે, પરિબ્રહ્મ સમાન ભવે, જોગી સત્ય સત્ય પાર્વતી વદામીહ.

---

## મુદ્રા વસ.

प्राण अपान समे कृत्वा मुद्रा भवती खेचरी; १
चंद्र सूर्य जपे वासिकृत्त्वा मुद्रा भवती चाचरी, २
मन पवन वशी कृत्वा मुद्रा भवती भूचरी. ३

**नाद बंद वशी कृत्वा मुद्रा भवती अगोचरी; ४**
**काम क्रोध वशी कृत्वा मुद्रा भवती उन्मुनी. ५**

---

**સાખી.**

મૂળી વતન ઉખેડી નાખ્યું, ફરતું વતન રાખ્યું:
બ્રેઈતારામ તો સર્વે વ્યાપક, કોણે પદને ભાખ્યું.

**યોગાભ્યાસીને ખાવાનો ખોરાક.**

દુધ, દહીં, સામો, ખાંડ, સાકર, ઘી, ઘઉં, તાંદળજો, ચોખા, મગની દાળ, તુવેરની દાળ, કંદમૂળ. ( સત્વ ગુણી ખોરાક લેવો. )

**શ્રીકૃષ્ણ વેણ (વચન )**

ભકતોએ પ્રેમથી અલ્પ પદાર્થ આણ્યો હોય, તેમને પ્રિય થઇ પડે છે, પણ અભકતોએ અધિક આણ્યો હોય તેમાં હું સતુષ્ટ નથી.

---

## યોગાભ્યાસીને વર્તવાના નિયમો–

### (૧) બ્રહ્મયોગ–

૧—કોઈ પણ પ્રવૃતી શાસ્ત્રમાં ભળવાની તથા વર્તવાની ઇચ્છા રાખવી નહીં તથા પ્રવૃતી માર્ગમાં વર્તવુ નહી
૨—સ્વેચ્છાનુસાર વર્તવું ( પોતાની મરજી મુજબ વર્તવું )
૩—ઇંદ્રિયોના રાગ દ્વેષમાં ચિત્ત ન દેવું:
૪—ઘણે પ્રસંગે એકાન્ત સ્થાનમાં ને નિવૃત્તિ સ્થળમાં રહેવું:
૫—હમેશાં સ્વરૂપ મય રહેવું, અને ઇચ્છીત અનીચ્છીત કાર્ય કરવું પડે તો પણ સ્વરૂપથી વિમુખ ન રહેવું

૬—હૃદયથી અહં ભાવના ઉઠવા દેવીજ નહીં.

## (૨) હઠ યોગ.

૧—મીઠા વનું ખાવું. ૨ સર્વ ઈંદ્રિયો જીતવી. ૩ વૈરાગ્ય રાખવો. ૪ સત્વ ગુણી ભોજન કરવું. ૫ અતિ મહેનત કરવી નહીં. ૬ કઠણ નિયમોનો ત્યાગ કરવો ૭ ઉનાળામાં ધુણી તાપવી. ૮ શિયાળામાં પાણીમાં રેહેવું. ૯ ચોમાસામાં વરસાદમાં રહેવું. ૧૦ સુખ દુઃખ તડકો ટાઢ માન અપમાન ભૂખ તરસ, નિંદ્રા એને જીતવાં ૧૧ કામ ક્રોધ લોભ મોહ આશા તૃષ્ણાથી દુર રહેવું અજ્ઞાનીનો સંગ ન કરવો ૧૨ બ્રહ્મચર્ય વૃત્ત પાળવું.

## (૩) રાજયોગ.

૧—રાજયોગનો આપેલો ગુરૂ મંત્ર તેને પાંચ લાખ વખત જપવો ૨ અષ્ટ પ્રકારનાં આસનોથી તથા (સંતની) મુદ્રા ઓથી જપવો; ૩ ત્યારે પુર્ણ સમાધી મય થઇ જમીનથી વેંત ઊંચા થવાય ૪ સમાધી યોગ પુર્ણ થતા સુધી બ્રહ્મચર્ય વૃત પાળવું—

## (૪) સાંખ્યયોગ

૧—'નવૃત્તિ શાસ્ત્રોનો વિચાર કરવો તેનાં નામ શ્રીમદ્ભાગવત,' શ્રીમદ્ભાગવદ્ ગીતા, સુંદર વિલાસ, પંચી કરણ, યોગ વશિષ્ટ, વેદાન્ત રામ નારાયણ ગીતા, ગર્ભ ગીતા, વિચાર સાગર મુકત શાસ્ત્ર, શંકરાચાર્ય પંચ રત્ન નિર્વાણાષ્ટક, નિર્ગુણ પદ પ્રભાત. સાખી શ્લોક, અષ્ટાવક્ર ગીતા—વગેરે

૨—હરતા ફરતાં ઉઠતાં બેસતાં, કામ કરતાં આત્મ વિચારજ રાખવ. ( આત્મામય રહેવું.

साखी.

જેને અઢાર નવ શિષ હૈય, ખટ ચરણ ભુજ ચાર,
સ્વામી તુલસી દાસ કહે, (એક) લાગે બીન અધા (સૌ) સંસાર;

"ગુરૂ ગમ વિષે."

"પ્રભુજી તો પ્રેમ થકી વશ થાયે"
સંતો બાઈ ગુરૂ ગમ કો નહીં પાયે. (२)
જેની અકળ કળા ન કળાયે. સંતો०
ગુરૂજી રૂપ અનુપમ દીસે અકળિત કૃત્ય કરાયે,
આપ નિજન સૌ ભરપુરા, નિરખી નયન અંજાયે. સંતો०
ઘડી ભર ગુમ ઘડી ભર પ્રગટે, અચેત ચેતન થયે,
કદી બાળા યોગી કદી ઘર ધ્યાની, કદી પુરપ્રેમી પળાયે. સં०
નિર્વિકલ્પ નિરાકાર પોતે, વ્યાપક સઘળે કેવાયે;
જ્યાં ઇચ્છું ત્યાં પોતે પ્રગટે, દર્શન દેવાને ધાયે. સંતો०
સમજાયે નહીં ગુરૂજી સત્તા, અવળા ધાને ધાયે;
પુરૂષોત્તમ પ્રભુ ગુરૂજી પ્રતાપે, અમૃત પાનજ પાયે. સંતો०

---

## ॥ गुरु स्तोत्र ॥

अखंण्ड मंगलाकारं व्याप्तं येन चराचरम् ॥
सत्पदं दर्शितं येन तस्मौ श्री गुरवेनमः ॥१॥

જે ગુરૂએ અખંડ મંગળાકારે ચરાચરમાં વ્યાપ્ત એવું (બ્રહ્મ) પદ દર્શાવ્યું તે સદ્ગુરૂને નમસ્કાર હો. ૧

गुरुर्ब्रह्मा गुरु र्विष्णुं गुरुर्देव महेश्वरः ॥

गुरु रेव परंब्रह्म तस्मै श्री गुरवेनमः ॥ २ ॥

બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર, અને વળી જેમાં એ પણ ઉત્પન્ન થયા તે ગુરૂ રૂપજ છે માટે તેમને નમસ્કાર હો. ૨

अज्ञान तिमिरान्धस्य ज्ञाना ञ्जन शलाकया ॥
चक्षु रुन्मीलितंयेन तस्मै श्री गुरवेनमः ॥ ३ ॥

જે ગુરૂએ અજ્ઞાનરૂપી અંધકારથી અંધ થયેલાં ચક્ષુને જ્ઞાન રૂપી અંજન ભરેલી સળીથી ઉઘાડયાં તે સદ્‌ગુરૂને નમસ્કાર હો. ૩

स्थावरं जंगमं व्याप्तं यत्किञ्चित् सचराचरम् ॥
तत्पदं+दर्शितं येन तस्मै श्री गुरवेनमः ॥ ४ ॥

સ્થાવર જંગમ આદી ચરાચરમાં જે વ્યાપક છે તે સ્થિતીનાં જેણે મને દર્શન કરાવ્યા તે સદ્‌ગુરૂને નમસ્કાર હો. ૪

चिन्मयं व्यापितं सर्वं त्रैलोक्यं सचराचरम् ॥
तत्पदं दर्शितं येन तस्मै श्री गुरवेनमः ॥ ५ ॥

સ્થૂળ સૂક્ષ્મ આદિ માનસિક આદિ ભૂમિકામાં જે ચરાચર વ્યાપેલું છે તે પરબ્રહ્મનું દર્શન કરાવ્યા તે સદ્‌ગુરૂને નમસ્કાર હો ૫

सर्व श्रुति शिरोरत्न विराजित पदाम्बुजः ॥
वेदान्ताम्बुज सूर्याय तस्मै श्री गुरवेनमः ॥६॥

જેના ચરણકમળ સર્વ શ્રુતિનાં મુખ્ય રત્નોથી શણગારાયલા છે અને વેદાન્તરૂપી કમળને ખીલવનાર જે સૂર્ય છે તે સદ્‌ગુરૂને નમસ્કાર હો. ૬

**चैतन्यो शाश्वतो शान्तो व्योमातीतो निरञ्जनः॥**
**बिन्दुनाद कलातीतो तस्मै श्री गुरवे नमः ॥७॥**

જે ચૈતન્ય રૂપ, નિરંતર વિરાજિત, શાન્ત, આકારની પેલીમેર નિરંજન, બિંદુ ( માનસિક ) નાદ (અરૂપ) અને કળા (નિર્વાણ) થી પર છે તે સદ્‌ગુરૂને નમસ્કાર હો—૭

**ज्ञान शक्ति समारुढ स्तत्व माला विभूशितः ॥**
**भक्ति मुक्ति प्रदाताच तस्मै श्री गुरवेनमः ॥८॥**

જ્ઞાન શક્તિ વડે યુક્ત, તત્ત્વમાળાથી શણગારાઈ રહેલા અને જેની ભક્તિ અને મુક્તિ મળે છે એવા સદ્‌ગુરુને નમસ્કાર હો—૮

**अनेक जन्म संप्राप्त कर्म बन्ध विदाहिने ॥**
**आत्म ज्ञान प्रदानेन तस्मै श्री गुरवेनमः ॥९॥**

જન્માંન્તરનાં કર્મનાં બંધ ને આત્મજ્ઞાનરૂપી અગ્નિથી જેણે ભસ્મ કરી નાખ્યાં તે સદ્‌ગુરૂને નમસ્કાર હો—૯

**शोषणं भव सिन्धोश्च ज्ञापन सार सम्पदः ॥**
**गुरोः पादोदकं सम्यक् तस्मै श्री गुरवेनमः ॥१०॥**

જેનું પાદોદક ભવસાગરને શોષી નાંખી જ્ઞાન રૂપી સંપત્તિને ખુલ્લી કરી આપે છે તે સદ્‌ગુરૂને નમસ્કાર હો—૧૦

न गुरोरधिकं तत्वं न गुरोरधिकं तपः ॥
तत्वज्ञानात् परं नास्ति तस्मै श्री गुरवे नमः ११

ગુરૂથી પર કંઇ તત્વ કે તપ નથી અને તત્વજ્ઞાનથી કંઇ પર નથી માટે સદ્ગુરૂને નમસ્કાર હો—૧૧

मन्नाथ श्री जगन्नाथो मद्गुरुः श्री जगद्गुरुः ॥
मदात्मा सर्व भूतात्मा तस्मै श्री गुरवेनमः ॥१२॥

મારા નાથ જે જગતનો નાથ છે મારો ગુરૂ તે જગતનો ગુરૂ છે અને મારો આત્મા તે સર્વ ભુતનો આત્મા છે માટે તેવા સદ્ગુરૂને નમસ્કાર હો ?—૧૨

गुरुरादिरनादिश्च गुरुः परम दैवतम् ॥
गुरोः परतरं नास्ति तस्मै श्री गुरवेनमः ॥१३॥

આદિ અનાદિ અને પરમ દૈવત રૂપ ગુરૂજ છે એથી પર આ દુનિઆમાં કોઇ નથી માટે તેવા સદ્ગુરૂને નમસ્કાર હો—૧૩

## ॥ ॐ आत्मषट्क स्तोत्र ॥

मनो बुद्ध्य हंकार चित्तानि नहं
नचश्रोत्र जिह्वे नच घ्राण नेत्रे ॥
नच व्योम भूमी न तेजो न वायु,
श्चिदानंद रूपः शिवोहं शिवोहम् ॥ १ ॥

મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત હું નથી, વળી કાન જીભ, નાસિકા અને નેત્ર, આકાશ ભૂમી કે તેજ અને વાયુ પણ હું નથી પરંતુ હું સચ્ચિદાનંદ રૂપ શિવોહં શિવોહં છું—૧

अहं प्राण वर्गो न पचा निलामें ॥
न तोयं न मे धातवो नैव कोशाः ॥
न वाकू पाणि पादौ न चोपस्थ पायू ॥
चिदानंद रूपः शिवोहं शिवोहम् ॥ २ ॥

હું જાણે કે પ્રાણ વર્ગ નથી, મને પંચ વાયુ નથી, મને ધાતુ અને કોષ નથી; અને વાચા હાથ, પગ કે ઉપસ્થ (ગુદા) કે વાયુ નથી, પરંતુ હું સચ્ચિદાનંદ રૂપ શિવોહં શિવોહં છું—૨

न मे द्वेष रागौ न मे लोभ मोहौ ॥
मदो नैव मे नैव मात्सर्य भानम् ॥
न धर्मो न चार्थो न कामो न मोक्षो ॥
चिदानंद रूपः शिवोहं शिवोहम् ॥ ३ ॥

મને દ્વેષ, લોભ મોહ, મદ મત્સર, અભિમાન ધર્મ, અર્થ કામ, અને મોક્ષ નથી, પરંતુ [illegible] હું [illegible] રૂપ શિવોહં શિવોહં છું—૩

न पुण्यं न पापं न सौख्यं न दुःखं

न मंत्रो न तिर्थं न वेदा न यज्ञाः ॥
अहं भोजनं नैव भोज्यं न भोक्ता ॥
चिदानंद रूपः शिवोहं शिवोहम् ॥ ४ ॥

હું પુન્ય નથી, પાપ નથી, સુખ નથી, દુખ નથી, મંત્ર નથી, તિર્થ નથી; વેદ નથી, યજ્ઞ નથી, ભોગ નથી, ભોજ્ય નથી કે ભોક્તા નથી, પરંતુ હું સચ્ચિદાનંદ રૂપ શિવોહં શિવોહં છું—૪

न मे मृत्यु शंका न मे जाति भेदः
पिता नैव मे नैव माता न जन्म
न बंधुर्न मित्रं गुरू नैव शिष्य ॥
चिदानंद रूप शिवोहं शिवोहम् ॥ ५ ॥

મને મૃત્યુની શંકા કે જાતીભેદ નથી, પિતા કે માતા કે જન્મ નથી બંધુ કે મીત્ર નથી, ગુરૂ કે શિષ્ય નથી, પરંતુ હું સચ્ચિદાનંદરૂપ શિવોહં શિવોહં છું—૫

अहं निर्विकल्पो निराकार रूपी ॥
विभुर्व्याप्य सर्वत्र सर्वेंद्रियाणि ॥
सदा मे समत्वं न मुक्ति र्न बंध ॥
चिदानंद रूपः शिवोहं शिवोहम् ॥ ६ ॥

૮—હું અતિ ઇચ્છાથી સદ્ગુરૂ દેવ નામના પગના કમળની શાતાને માટે હમેશ મુક્તિ મેળવવાની વાટ જોઈ રહ્યો છુ.

૯—અહો ! હું કે જે મોક્ષનો અમૃત તરસથી આકુળ વ્યાકુળ થઈ ગયો છુ તે શાન્તિને માટે મુક્તિ રૂપી ગંગાના પાણીને ગુરૂદેવની પ્રસાદીથી પીશ—

૧૦—આ ભવસાગરમાં માયાથી ઉછળતા મોજાઓમાં મારી હોડી (મનુષ્ય દેહ) કે જે આમ તેમ અતિ ડામાડોળ થાય છે તેવા સમયમાં ગુરૂ આસ્થા એજ મારૂ સુકાન છે.

૧૧—હું મારૂં મ્લાન મુખ આમ તેમ ફેરવતો રહ્યો છું અને ખરે ખર મારા કર્મોથી નિપજતા તોફાની પવનોમાં તે ગુરૂ દેવોજ મારૂં રક્ષણ કર્ત્તા છે.

૧૨—હે ! જ્ઞાન ગંગા તારા સુપવિત્ર ઉદકથી મને પાવન કર. કારણ કે તું જ્ઞાન વિષ્ણુની બાળકી છે અને મોક્ષ શાન્તિને આપનારી છે.

૧૩—મારા હૃદય પ્રવેશમાં જે સર્વ પુન્ય તિર્થો છે તે હું મુંઢ, મોહ અને અજ્ઞાને ભરપૂર જોઈ શકતો નથી.

૧૪—માહાત્માઓ ! મને દીન અને અભ્યાસ યુક્ત ને અતિ શુદ્ધ બ્રહ્મ વિદ્યાએ કરીને પોતાની કૃપા દૃષ્ટિથી મને પાવન કરો.

૧૫—હે ગુરૂ દેવ ! દીર્ઘ કાળથી અનેક જન્મોએ કરી મારા કર્મોથી નીપજેલી ઘંટીમાં હું બહુજ દળાઈ રહેલો છું માટે મારૂં રક્ષણ તમે કરો.

૧૬—તે સર્વ માહાન્ ઋષિઓ છે ! અતિ કરૂણાળુ છે અને સદ્ માર્ગના ભેમિયા છે નિર્વાણના હમેશના અક્ષય અમૃતના પાન

કરનારાઓ છે દીર્ધ દ્રષ્ટિવાળા અને મુનિઓ છે એ અમર ગુરૂઓ મારૂં રક્ષણ કરો હું એક શિષ્ય છું અને અતિ આ સ્થાથી સદા ભરપુર છું મારી આસ્થા હમેશાં દ્દઢ થાઓ, અને દીન પ્રતીદીન તે આસ્થા સ્થિર વૃદ્ધિને પામો—

બોધ.

જેમ તીર્થ સ્થાનોમાં યાત્રા અને સ્નાન કરવાથી મનુષ્ય પવિત્ર થાય છે તેમ પોતાનું ચિત્ત એક ક્ષણવાર સ્થિર કરનાર મનુષ્ય પવિત્ર ગણાય છે. બ્રહ્મ વિચારનું ફળ પૃથ્વિનું દાન કરવા સમાન ફળ દાયક છે અને હજારો યજ્ઞ અને દેવતાઓનું પૂજન કરવાનાં ફળનો તે ભોકતા ગણાય છે એટલુંજ નહી પરંતુ સંસારરૂપી મહા સમુદ્રને તારી પોતાના પુર્વજોને તારનારને ત્રણ ભુવન પુજ નિક ગણાય છે.

જે મનુષ્ય પોતાની બુદ્ધિથી પાપ કરે છે તે કરોડો ગૌવધ કરનાર કરતાં પણ વધારે પાપી છે પરંતુ સ્વઆત્માબુદ્ધિ નિર્મળ રાખી સદ્વર્તન અને સદાચારથી જે ચાલે છે તે મનુષ્ય ભાગ્યશાળી અને આ લોકમાં તેની કીર્ત્તિ વધી છે અને તેની બરાબર કોઇ થયો નથી ને થશે નહીં

મૂર્ખ માણસની ગર્જના જંગલનાં શીયાળવાની ગર્જના સમાન છે પરંતુ જેમ સિંહ બળવાન છતાં વગર પ્રયોજને ગર્જના કરતો નથી તેમ ખરો વિદ્યાભ્યાસી પણ ફોગટ બકવાદ કરતો નથી.

રાજા પણું અને વિદ્વાન પણું કદી સરખાં હોતાં નથી, રાજા પોતાના રાજ્યની હદમાં માનને લાયક છે પરંતુ વિદ્વાન મનુષ્ય તો આખા જગતમાં માનને પાત્ર થાય છે.

જેણે વિદ્યા સંપાદન કરી નથી, જેણે પરમાત્માનું ધ્યન કે ભજન કે આરાધન કે ઉપાસના કરી નથી, જેણે શરીરનુ રક્ષણ કર્યું નથી, જેણે જ્ઞાનની ઉન્નતિ કરી નથી કે સદાચાર, સ્વધર્મ પાળ્યો નથી, કે ધર્મ, સદ્ગુણ સંપાદન કર્યાં નથી તેવા મનુષ્યો આ ભૂમિ ઉપર ભારખાનાના બોજા રૂપ છે. અને મનુષ્યના રૂપમાં મૃગોની માફક આ ભૂમિમાં ચર્યા કરે છે.

જ્યાં બોધ છે ત્યાં ક્રોધ નથી, જ્યાં ક્રોધ છે ત્યાં બોધ નથી. ક્રોધ સમયે ત્રિષયરૂપી પ્રકાશ ઉત્પન્ન થાય છે, પરંતુ બોધ થતાં ચિદ્રૂપ (આનંદમય) અખંડ, અને અવિનાશી પદ ધારણ કરાય છે.

## પ્રાતઃ સ્મરણ.

પ્રાતઃકાળમાં ( સુર્ય ઉદય સમયે ) હ્રદય કમળ વીષે અંતઃકરણ માં અને તેની વૃત્તિનો શાક્ષિ હોવાથી અહંવૃત્તિ વિશે સ્વયંપ્રકાશ રૂપથી સ્ફુરાયમાન (ભાસમાન) સચ્ચિદાનંદમય પરમહંસોની ગતિરૂપ તુરીય સ્વરૂપ જે આત્મ તત્વ છે તેનું હું સ્મરણ કરૂંછું, તે કેવી રીતે કે, જે સ્વપ્ન, જાગ્રત, અને સુષુપ્તિને જાણવા વાળો છે, અને નિત્ય ઉત્પત્તિ અને નાશ રહિત છે અને નિષ્કલ (નિરવયવ) છે અને બ્રહ્મ (સર્વથી અધિક પરમાત્મા) છે તે હું છું અને પંચભૂતનો સમુદાય હું નથી.

પ્રાતઃકાળમાં અજ્ઞાનથી પર સ્વયંપ્રકાશ, પૂર્ણ પુરૂષોત્તમ નામ રૂપ પરબ્રહ્મ અને સર્વ મૂર્તિરૂપ, જેના વિષે આ સંપૂર્ણ જગત, જેમ રજ્જુ (દોરી) માં સર્પની જુદાઇ ભાસમાન થાય છે તેને હું અભેદ નિશ્ચયરૂપ નમસ્કાર કરૂં છું

## " યુધીષ્ટરે કરેલી પ્રાર્થના "

હે યોગેશ્વર શ્રી પરીબ્રહ્મ પુરૂષોત્તમ કૃષ્ણ પરમાત્માને ? જે નિષ્કામ પવિત્ર ભક્તો સ્વકીય દેહથી આપના ચરણ કમળની અખંડ સેવા કરે છે મન વડે ધ્યાન ધરે છે વાણીથી કીર્તન કરેછે તો તે જન્મ મર્ણ થકી મુક્ત થાય છે—જેમ—આંબો છે, પણ તેને બીની દૂષનો ભેદ નથી, તો પણ ફળ સેવા કરનારને મળે છે, તેમજ તમારા ભક્તોનેજ મોક્ષ છે બીજાને નથી,

## " જોગાભ્યાસને અટકાવનારાં કારણો "

૧—સામો પુરૂષ વાત કરે તેમાં ચિત્ત દેવાથી અટકે છે, કારણ ચિત્ત જાય તો પણ વિચાર ન થવો જોઇએ છતાં વિચાર થ ાથી અટકે છે.

૨—પમર જીવને પ્રસન્ન કરવાના કારણથી જોગાભ્યાસ અટકે છે

૩—સગપણના સબંધ વાળા મનુષ્યોનો પ્રસંગ રાખવાથી પણ અટકે છે.

૪—સગુણ પુરૂષોનો સંગ તથા શિષ્ય વર્ગ સિવાયનાજનોના સંગથી અટકે છે.

---

જ્યાં મનની નિવરૂતિ રૂપ જે પરમ શાન્તિ તે તિર્થોમાં શ્રેષ્ટ મણિ કર્ણિકા છે. જે જ્ઞાનરૂપ પ્રવાહવાળી વિમલાદિ ગંગા છે, તે નિજબોધ રૂપ કાશી હું છું.

જેના વીષે આ કલ્પિત ઇંદ્ર જાલ રૂપ મનનો વિલાસ ચરાચર ભાસે છે અને જે સચ્ચિદાનંદ એક પરમાત્મા રૂપ છે તે નિજ બોધ રૂપ કાશી હું છું.

॥ भुजंग प्रयात छंद ॥

तपो यज्ञ दानादिभिः शुद्ध बुद्धि-
र्विरक्तो नृपादौ पदे तुच्छ बुद्ध्या ॥
परित्यज्य सर्वं यदा प्नोति तत्त्वं-
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥ १ ॥

તપ, યજ્ઞ, અને દાન વિગેરેથી શુદ્ધ બુદ્ધિવાળા, અને રાજ્ય વિગેરેના પદ માટે તુચ્છ બુદ્ધિથી વિરક્ત થયેલા પુરૂષ સર્વને પરિત્યાગ કરીને જે તત્વને પામે છે તે નિત્ય પરબ્રહ્મ હું છું.—૧

दयालु गुरु ब्रह्म निष्टं प्रशांतं-
समाराध्य भक्त्या विचार्य स्वरुपम् ॥
यदा प्नोति तत्त्वं निदिध्यास्य विद्वान्-
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥२॥

દયાળુ, બ્રહ્મ નિષ્ટ, અને પરમ શાન્તિરૂપ સદ્ગુરૂની ભક્તિપૂર્વક સમ્યક્ આરાધન કરી, સ્વરૂપનો વિચાર કરીને (શ્રવણ મનથી) પછી નિદિધ્યાસનથી વિદ્વાન થયેલા જે તત્વને પામે છે તે નિત્ય પરબ્રહ્મ હું છું—૨

यदानंद रुपं प्रकाश स्वरुपं-
निरस्त प्रपंचं परिच्छेद शून्यम् ॥

अहं ब्रह्म वृत्यैक गम्यं तुरीयं-
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥३॥

જે આનંદમય રૂપ, પ્રકાશ સ્વરૂપ, નિષ્પ્રપંચ તેના પરિચ્છેદથી રહિત "હું બ્રહ્મ છું" એ એક વૃત્તિ ગમ્ય અને તુરીય રૂપ છે તે નિત્ય પરબ્રહ્મ હું છું.—૩

यदज्ञानतो भाति विश्वं समस्तं-
विनष्टंच सद्यो यदात्म प्रबोधे ॥
मनोवागतीतं विशुद्धं विमुक्तं-
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥४॥

સમસ્ત (આખું) વિશ્વ જે અજ્ઞાનથી ભાસે છે અને જેના સ્વરૂપનો પ્રબોધ થતાં સદ્ય વિનાશને પ્રાપ્ત થાય છે એવા જે મન વાણિના અવિષય વિશુદ્ધ અને વિમુક્ત છે તે નિત્ય પરબ્રહ્મ હું છું.—૪

निषेधे कृते नेति नेतीति वक्यैः
समाधिस्थिनां यदा भाति पूर्णाम् ॥
अवस्था त्रयातितम द्वैत मेकं-
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥५॥

નેતિ નેતિ (કારણ નહી અને કાર્ય નહી) એ વાક્યથી નિષેધ

કરેલા, સમાધિ વિષે સ્થિત પુરૂષને પૂર્ણ ત્રણ અવસ્થાથી રહિત અદ્વૈત અને એક રૂપ જ ભાસે છે તેજ નિત્ય પરબ્રહ્મ હું છું.—૫

यदानंद लेशैः समा नंदि विश्वं-
यदा भाति सत्वे तदा भाति सर्वम् ॥
सदा लोचने हय मन्यत्समस्तं-
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥६॥

જેના આનંદનો લેશ માત્ર પ્રતિબિંબોએ કરી વિશ્વ સમ્યક આનંદવાન્ થાય છે અને જેની પ્રભા (કાન્તી) નો સર્વ ભાન થવાથી ભાસે છે અને જેનું દૃષ્ટીગોચર થતાં અન્ય સમસ્તનો ત્યાગ થાય છે. તેજ નિત્ય પરબ્રહ્મ હું છું—૬

अनंतं विभुं सर्वयोनिं निरीहं-
शिवं संग हीनं यदोंकार गम्यम् ॥
निराकार मत्युज्ज्वलं मृत्यु हीनं-
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥ ७ ॥

જે અનંત વિભુ વ્યાપક), સર્વ યોની (સર્વનું કારણ નિરીહ (નિષ્ક્રીય), શિવ (કલ્યાણરૂપ), અસંગ ઓંકારે કરી ગમ્ય, નિરાકાર, અંત ઉજ્જવલ અને મૃત્યુ રહિત છે તેજ નિત્ય પરબ્રહ્મ હું છું.—૭

यदानंद सिंधौ निमग्नः पुमान्स्या-

**द् विद्या विलासः समस्त प्रपंचः ॥**
**तदा न स्फुरत्यद्भुतं यन्निमित्तं-**
**परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥८॥**

જ્યારે પુરૂષ આનંદ સ્વરૂપ વિષે નિમગ્ન થાય છે ત્યારે અ-
વિધાનું કાર્ય સમસ્ત પ્રપંચ સ્ફુરતો નથી પણ અદ્ભુત રૂપ જે
આનંદનું નિમિત્ત સ્ફુરે છે તેજ નિત્ય પરબ્રહ્મ હું છું.—૮

**स्वरूपानु संधान रूपां स्तुतिंयः ॥**
**पठं दादराद्भक्ति भावो मनुष्यः ॥**
**शृणोतिह वा नित्य मुद्युक्त चित्तो-**
**भवे द्विष्णु रत्रैव वेद प्रमाणात् ॥९॥**

જે મનુષ્ય ભક્તિભાવ વાળો થઇ સ્વરૂપના અનુસધાન રૂપ
આ સ્તુતિને આદરી પઠન કરે છે વા નિત્ય તેનું એક ચિત્તથી શ્ર-
વન કરે છે તે આ જીવીત અવસ્થામાં વેદ રૂપ પ્રમાણથી વિષ્ણુ
રૂપ થશે.

જ્યાં મનની નિવૃત્તિરૂપ જે પરમ શાન્તિ તે તિર્થોમાં શ્રેષ્ટ
મણિકર્ણિકા છે; જે જ્ઞાનરૂપ પ્રવાહવાળી વિમલાદિ ગંગા છે, તે નિજ
બોધરૂપ કાશી હું છું.

જેના વિષે આ કલ્પિત ઇંદ્ર જાળરૂપ મનનો વિલાસ ચરાચર
ભાસે છે અને જે સચ્ચિદાનંદ એક પરમાત્મા રૂપ છે તે નિજ
બોધરૂપ કાશી હું છું.

જે પંચકોશ વિષે બિરાજમાન છે અને આમાં દેહરૂપ ગુહમાં બુદ્ધિરૂપ ભવાની છે અને સર્વ ગત અંતરાત્મા સાક્ષીરૂપ શિવ છે તે નિજ બોધરૂપ કાશી હું છું.

પ્રસિદ્ધ કાશી વિષે ચૈતનરૂપ કાશી પ્રકાશ કરી છે અને જે ચૈતનરૂપ કાશી સર્વેની પ્રકાશક છે તે કાશી જેણે જાણી છે તેણેજ કાશી પ્રાપ્ત કરી છે.

શરીર કાશી ક્ષેત્ર છે, અને ત્રિભુવનના જઠર વિષે વ્યાપવાવાળી જ્ઞાનરૂપ ગંગા છે, અને ભક્તિ અને શ્રદ્ધારૂપ ગયા છે, અને નિજગુરૂના ચરણોના ધ્યાન યોગ પ્રયાગ છે, અને સર્વ જનોના મનનો સાક્ષીભૂત અંતરાત્મા તે તુરીયરૂપ વિશ્વેશ્વર છે. તે જ્યારે મારા દેહ વિષે સર્વ વસે છે ત્યારે પછી બીજું તીર્થ શું કામનું છે।

## સ્તુતિ વંદન.

બ્રહ્મરૂપ જે વિષ્ણું જેમાં સ્વાભાવિકપણે વ્યાપક પણાનો ગુણ રહેલો છે એવા અને નિર્લેપ અને દુખનું નિવારણ કરનાર એવા જય જયકાર કરનાર જે દેવ તેમને હું નમસ્કાર કરું છું. હે સૃષ્ટિના નિયંતા ભગવાન ? તમારા પ્રગટ પણાનો ભાવ સર્વત્ર વ્યાપી રહેલો છે. વળી તમે જગતનું રક્ષણ કર્તા અને સુખદાતા સ્વાભાવીક પણે છો, તેવા દેવને પ્રણામ કરું છું વળી તમે આનંદમય છતાં મહા બ્રહ્માંડને વિષે સાકાર અને નિરાકાર રૂપે ભકતોની વૃત્તિ પ્રમાણે છો વળી પીંડ બ્રહ્માંડને મહા બ્રહ્માંડના આદિથી તે અંત સુધી વેદમાં પ્રમાણ રૂપ છો નિર્વિકાર રૂપ જે " ૐ " પ્રણવની આકાર ઉકાર, અને મકારાદિ માત્રા તે મહાત્રષિઓ પોતાના હૃદય રૂપી કમળમાં નિરંત્તર ધારણ કરે છે. વળી કુંડલીની શક્તિ સર્પાકારમાં સયન

રૂપે રહેલી છે હે પાંચ મહા ભુતના ઉત્પન્ન કરનારા કુટસ્થ રૂપ ચૈતન્ય તમે બિરાજમાન છો. વળી તત્ત્વમસી, બ્રહ્માસ્મિ, શિવોહં; અને સોહં એ પણ ભેદ રહિત એકજ છે. એટલે તું અને હું એકજ રૂપ છીએ એવા મંત્રથી સમષ્ટિ અને વ્યષ્ટિના ખેલમાંથી તરાઇ શકે એવી હે પરબ્રહ્મ કરણા કર ? જીજ્ઞાસુ જનોને આ સ્તુતિ વંદન ત્રૈલોકમાં કલ્યાણ (મંગળ) કરનાર છે ત્રિગુણં ત્રૈલોકયના નાથ શ્રેષ્ટ અને સભ્ય એવા તમે જય જયકારો તેમને પ્રાર્થના કરીને આનંદ સહીત નમીએ છીએ

### સ્તુતિ.

" કટી મુન્હામે ઉમ સારી, ધજ્ઞાળી તોખા (૨) કટી૦—રાગ ",
કરી તું મ્હાયે અમપે મુરારી, ઇશતું તારે (૨) કરી૦
હરી હર ધારે પાપ સંહારી, જીવની વ્હારે (૨) હરી૦
પડ્યો ખરે હું ખલકની માંહી, આધાર તરવા દીસે ન કાંઇ
શાન્તિ પામું જઇને હું ક્હાંહી, ચીરતા ધરીને આવું તું જ્યાંહી
રહાય, થાય, તાપ, જાય——
આવું આવું મન દૃઢ ધારી—ઇશતું તારે (૨) કરી૦
ચડ્યો અરા કાઠ કલેજે મારે, સાપ થાય તું સત્તા આધારે,
ટળે જમ કિંકરનો ભય ભારે, સફળ મનોરથ સધ્યજ સારે.
રહાય (૪)
ધ્યાને જાઉં હું તું પર વારી—ઇશ તું તારે (૨) કરી તું

### સ્તુતી વંદન.

સર્વજ્ઞ, સર્વ વ્યાપક અને સર્વ શક્તિવાન અંતરાત્મા (મહાદેવ) જે સ્થુળ શરીર રૂપી ગુહામાં બિરાજમાન છે અને જે પોતાની વામ અને દક્ષિણ બાજુમાં ગંગા અને યમુનાને ધારણ કરી

રહ્યા છે તે ત્રા શિવરૂપી સર્વજ્ઞ આત્માને વંદન કરીએ છીએ. એ ગંગા અને યમુનાને ઈડા અને પિંગળા નાડી કહે છે, તે વામ અને દક્ષિણ નાસિકાના દ્વારમાં છે એ બેઉનો સંગમ ત્રિવેણી અથવા સુષ્મણા નાડી છે વળી એ બેઉ નાડીનો સંબંધ વામ અને દક્ષિણ ચક્ષુ સાથે છે તેથી તેને ચંદ્ર અને સૂર્ય નાડી પણ કહે છે. અને તે બેઉ એકત્ર થઈ બેઉ ચક્ષુનાં ભ્રમરની (ભ્રમરે) મધ્યે જ્યાં સંગમ થાય છે ત્યાં સહસ્ત્રાભમાં સુષ્મણા વિશુદ્ધિ ચક્રમાં જાય છે ત્યાંજ શિવનું કલ્પવૃક્ષ રૂપ ત્રીજું નેત્ર કહેવાય છે. માટે એકાગ્રતાવાળા ધ્યાન નિષ્ટ યોગી, મન, બુદ્ધિ અને પ્રાણ એ ત્રણેને તે સ્થાનમાં અર્પણ કરી પોતે શિવોહં બ્રહ્મોહં મુક્તોહં એવો તલ્લીનતાથી જ્યારે જપ કરે છે, ત્યારે તે યોગીનો શ્વાસ ઉપર જણાવેલી બેઉ નાડીમાંથી વિશુદ્ધિ ચક્રમાં આવે છે તે સમયે શુભ ૐ (ઓંકાર) નાદ ઉત્પન્ન થાય છે તેનું પરિણામ સ્ફટિક જેવા જ્યોતિ પ્રકાશને ધ્યાન નિષ્ટ યોગી જુવે છે. અને તે સમયે જે જ્ઞાન પ્રગટ થાય છે તે મનવાંછિત ફળને આપે એવું હોય છે એટલુંજ નહીં પણ તે યોગી જો કેવળ નિષ્કામ અને કલ્પના રહિત હોય તો તે શ્વાસ પ્રાણ સહિત વાસના બંધના મેરૂદંડના પોલાણમાં પ્રવેશ કરી બ્રહ્મરંધ્ર અથવા મસ્તકના મધ્ય ભાગમાં તાળુ સ્થાનમાં સ્થિર થાય છે ત્યારે તે યોગીને નિર્વિકલ્પ સમાધિમાં નિર્વાણની સ્થિતિ પ્રાપ્ત થાય છે, તેથી તેને કાળ અને કર્મ આદી કોઇનો ભય રહેતો નથી. તેથી તેવી સ્થિતીમાં જે આનંદ પ્રાપ્ત થાય છે. તે કોઇ દીવસ અનુભવ થયેલો નહીં હોય એવો અલૌકિક અખંડ આનંદ હોય છે તેવો આનંદ બ્રહ્મર્ષિની સ્થિતીમાં હોય છે માટે તેવા આત્મારામને સદા હું વંદુ (નમું) છું.

"બ્રહ્મ જ્ઞાન મેળવતાં પાળવાના નિયમો."

૧—એકાન્ત પ્રદેશમાં રહેવું. ૨ અજ્ઞાનીનો સંગ કરવો નહીં.
૩—ચિત્તને આત્મપદ વીશે લગાડવું. ૪ બ્રહ્મવિદ્યાનો વિચાર કરવો.

---

"સાત ભુમિકા."

બુધે બુદ્ધ દીયો ગોવિંદ, ઇચ્છે મુક્ત મિટે જગ ફંદ,
હરિકો પુજન (કથ:) ગુરૂકી સેવા, પુજે ભક્ત નિરંજન દેવા;
રામ મિલન સુ કરે સત્સંગા, પ્રથમ ભોમકા શુદ્ધ ઉતંગા. ૧
ગુરૂ ગ્યાની જો શબ્દ ઉચારે, તે શુણી વારંવાર વિચારે;
સુક્ષ્મ દ્રષ્ટ લે અર્થહી જોઇ, નિત્ય નિત્ય વિવેકજ હોઈ;
પ્રભુસે પ્રેમ સંસાર ઉદાસી, દુજી ભોમકા હયે સત્ બાસી. ૨
સુક જીતી મન ઇંદ્રી લાવે, સિર્ગુણ નિર્ગુણ સમાધ લગાવે,
બાહિર વૃત્તિ મીટે વિશેખા, અંતર પેઠકે આતમ પેખા;
ભય તજી નિર્ભય પદ લલચાના, ત્રીજી ભોમકા વહહે લખાના. ૩
શનેઉ મગ્ન ભયો બ્રહ્મમાંહી, ઔર સંગ કોઉ ભાવત નાંહી;
અદ્વૈત એક અખંડ સુખ પાયા, સ્વપ્ન સહીત સબ દ્વૈત વિલાયા,
ત્વંપદ નામ ભયે સંયુક્તા, ચોથી ભોમકા જીવન—મુક્તા. ૪
આહિત અનુભવ અર્ક ઉજીઆરા, નામે લીન ભયા ગુન તારા;
સચ્ચિદાનંદમેં રહ્યો સમાઇ, ઔર દેહ સુન ઉડે ન કાંઈ;
જ્ઞાન બોધકા આરન પારા, પાંચમી ભોમકા હયે નિર્ધારા. ૫
સોમે નિર્મળ કરત પ્રકાશા, સચ્ચિદાનંદ માંહે હોય નિવાસા;
સુખ મય સુખ સુષુપ્ત માંહી, બીના જગાયા જાગત નાહી;
જ્યાં દેખે ત્યાં બ્રહ્મજ દેખે, છઠ્ઠી ભોમકા ભિન્ન ન પેખે. ૬
મંગળ રૂપ હોઈ રહ્યો સોઇ, આપ બ્રહ્મ ઔર ન કોઈ;

ધ્યે ધ્યાતા કેઈ દષ્ટ ન આવે તુરિયાતીત સ્વરૂપ કહાવે;
દેખ ન માત્ર વપુ રે' કેસે, દેખ ન માત્ર દગ્ધ પટ જેસે;
સાતમ ભૌમકા જાણુ સુણાય, હરખ નિરખ રવિદાસ ગુણ ગાય. ૭

---

"છ પ્રકારનાં મૌન્ય." (મુની)

૧—હું નથી, ને જગત્ નથી.
૨—હું સર્વત્ર છું.
૩—જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિમાં સ્થિત ન થવું.
૪—+ચેષ્ટા બંધ, આત્મામાં સ્થિતી રાખવી.
૫—ચેષ્ટા ચાલે, ને આત્મામાં સ્થિતી રહે.
૬—વીચારવાની ઇચ્છા નહીં, ને રોકવાની પણ ઇચ્છા નહીં.

**सतं विहाय भूक्तव्यं, सहस्त्रं स्नानमाचरेत्ः ॥**

**लक्षभ्याय दातव्यं, कोटं तत्वा हरं भजेत ॥**

હે પુત્ર ? હે શિષ્ય ! ! જે સમાન સાથે મૈત્રી, ઉત્તમોની સાથે નમૃતા, અને હીત ઉપર દયા રાખવાને શીખવું ને શ્રેષ્ટ છે

માટી, જળ, આદીથી શરીરની પવિત્રતા, રાખવી, વૃથા બોલવાનો ત્યાગ કરવો, રૂતુ પછી અજવાડીએ પોતાની સ્ત્રીનો સંગ કરવો, પ્રાણીઓનો દ્રોહ ન કરવો, શીત, ઉષ્ણતા વિષે સમાન રહેવું: સુખ દુઃખ, હર્ષ, શોક વિગેરેમાં સમાન વર્તવું તે ઉત્તમ વૈષ્ણવનો ધર્મ છે.

ચર્ચા (વાદ)ના ત્રણ પ્રકાર છે.

૧—સંવાદ—જ્ઞાન ગ્રહણ કરવાર્થે જે પ્રશ્નોત્તર કરવા, તે શ્રેષ્ટ છે.
૨—વાદ—એક બીજાએ સામા સામી પોત પોતાના અભિપ્રાયો

( સ્વાશે ) આત્માને દષ્ટાંત સંયુક્ત સિદ્ધ કરી આપવા તેનું નામ વાદ—તે મધ્યમ ગણાય છે.

૩—વિતંડા—કુપક્ષના બંનેથી ઉલટો વાદ એટલે પોતાના અભિપ્રાયો ખોટા હોય તો પણ જબર જસ્તીથી ખરા કહેવરાવવાનો યત્ન કરવો તથા સામા ધણીના સાચા અભિપ્રાયો જુઠા કરવા પ્રેરણા (મથની) કરવી; એવો એક બીજા સામે થયેલો વાદ વિતંડા છે તે છેકજ કનિષ્ટ છે આ વાદવિતંડામાં લડાઈ થવાનો સંભવ છે.

" સંપ્રદાયના પ્રકાર "૪" છે. "

૧—દ્વૈત—માયાને ઇશ્વર બે પ્રતિ પાદન કરવા વાળો ધર્મ ( વલભા ચાર્ય દીન-સંપ્ર ાય )

૨—અદ્વૈત—એકજ પરમાત્મા પ્રતિ પાદન કરવાવાળો ધર્મ ( શંકરા ચાર્ય-સંપ્રદાય )

૩—વશિષ્ટા દ્વૈત—જીવ, ઇશ્વર, અને માયા ત્રણને પ્રતિ પાદન કરવા વાળો ધર્મ—(રામા નુજ સંપ્રદાય )

( શ્રી સંપ્રદાય રામાનુજાચાર્ય મત્ત વશિષ્ટાદ્વૈત, )

॥ અખાડો ડીગંબર ॥

( શ્રી સ્વામી મંગળદાસના પરિવારમાં શ્રી સ્વામી હંસદાસજી મહારાજ ઇંડોર વાળા પીલીયા ખાડની જગ્યાના સંત શ્રી સ્વામી આત્મારામ દાસજી નરોતમદાસજીના ચર્ણ રજના શેવક ભકત રાજ જોઇતારામજી પ્રેમાનંદના ચર્ણ રજના શેવક પુરૂષોત્તમજી ના ચર્ણ રજના શેવક કાળીદાસજી મ. )

૪—શુદ્ધાદ્વૈત—જ્ઞાની, અજ્ઞાની, મહાત્માનો સંપ્રદાય.

—❧○❧—

### " યોગ નાશક બાબતો. "

૧—અતિ આહાર—૨—બહુ મહેનત—૩—કઠણ નિયમનું ગ્રહણ ૪—માણસોનો પ્રસંગ—૫—ઇંદ્રીયોનું લાલચપણું એ મુખ્ય પાંચ બાબતોને યોગીયોએ તજવી જોઇએ—

---

હે શિષ્ય ? હે પુત્ર ! જન્મ, સત્તા. વૃદ્ધિ, પરિણામ, અપક્ષય, વિનાશ; પ્રત્યેક પદાર્થ આ છવિકારને પમે છે, પણ આ છવિકાર આત્મામાં નથી માટે તે અવિનાશી નિરંતર સર્વત્ર વ્યાપક ચિદાનંદ પ્રકાશજ છે તે પદને સ્થિત થવા શ્રમ કર ?

હે તાત ! હે પુત્ર ! જેનું ચિત્ત ભગવાનમાંજ લાગેલું હોવાથી વિષયોનું ગ્રહણ ન કરે, પણ ઇંદ્રીયોથી વિષયનું ગ્રહણ થાય તો પણ પ્રતીકુળ વિષયોનો દ્વેશ ન કરે તે અનુકુળથી રાજી ન થાય તે ઉત્તમ વૈશ્નવ છે.

દેહના ધર્મ—જન્મ, મરણ—પ્રાણના ધર્મ, ભુખ, તરસ—મનનો ધર્મ—ભય. બુદ્ધિના ધર્મ તૃષ્ણા—ઇંદ્રીયોના ધર્મ સંમ્ એ પ્રમાણે છે એ સંસારી ધર્મોથી મુઝાય નહી, તે ઉત્તમ વૈશ્નવ છે.

જેના ચિત્તમાં કામ, કર્મ, કે વાસનાનો જન્મજ ન થતો હોય ને જેને એક ભગવાનનોજ આશ્રય હોય તેને ઉતમ વૈશ્નવ કહે છે.

ઉતમ કુળમાં જન્મ, તપ, આદીકર્મ, વર્ણ, આશ્રમ, કે જાતીથી આ દેહમાં અહંકાર થાયજ નહીં તે પુરૂષ ઉતમ વૈશ્નવ છે.

જે પુરૂષને ધનમાં પોતાના પારકાનો અને દેહમાં હું અને બીજો, એવો ભેદ નથી, અને સર્વ પ્રાણીઓમાં સમ બુદ્ધિ રાખનારૂ શાન્ત હોય તે ઉતમ વૈશ્નવ છે,

દેહ ઇંદ્રીય, પ્રાણ, મન, બુદ્ધિ, જીવનો પરીવાર છે એમાંથી અહંભાવ ઉઠે છે તેથી બંધનને પ્રાપ્ત થાય છે એ અહંભાવનો ત્યાગ કરવાથીજ મોક્ષ છે જેમ ચંદ્રમાના મંડળમાં તાપ નથી, તેમ આત્મજ્ઞાનીને દુખ હોતું નથી.

હે પુત્ર ! હું જે જ્ઞાન પ્રકાશ કરૂં છું તે ઉપર લક્ષ રાખ અને ધ્યાન ધર જેથી શાન્તી પ્રાપ્ત થયે મુક્ત થઇશ

અખંડ અવિનાશી આત્મા આનંદમય સર્વત્ર વ્યાપક અચળ પુર્ણ સર્વ શક્તિમાન છે તેને આત્મ દૃષ્ટિથી સદા સર્વ કાળ સર્વ દેશમા જોયા કરવો, આત્મ દૃષ્ટિ સ્થિત થાય, ત્યારે સર્વત્ર પોતાનું શરિર છે શરીરમાં સર્વ છે, અને તે આત્મ રૂપ સર્વ છે, હું કંઇ પણ કર્મ કરતો નથી, આત્મા સર્વત્ર છે, તો કર્મ આત્મ રૂપ છે, કર્તા આત્મરૂપ છે ક્રિયા આત્મરૂપ છે, તો કર્તા, કર્મ ક્રિયા છેજ નહીં, આત્મા સર્વત્ર છે. તો મારે જન્મ નથી, મેં ક્રીયા કરી નથી હુ ક્રિયા કરતો નથી, ક્રિયા કરવાનો નથી, જગત છે નહીં તો અને કર્મ, કારણ, જન્મ, મર્ણાદિ છેજ નહીં, હું શુદ્ધ સ્વરૂપ બ્રહ્મ છું; એમ અનુભવે છે તેજ યોગી છે.

## છપ્પો.

સ્ત્રીના વાંક હજાર તો'ય તેને નવ હણવી,
ડહાપણ દશે હજાર તો'ય મુરખમાં ગણવી;
સતિ શિરોમણી શુધ્ધ, તો'ય જશહિણી જારી.
હૈડે અધિકું હેત, તો'ય તે નાખે મારી,
નારી અવગુણ ગણવા નહીં, ચતુર ન ગણવી ચાતરે.
ફંદે ફસાવી ને ફટ દઇ, ખરાબ કરે કમજાતરે.

દોહરા.

ગુઢ મન્ત્ર ગુરૂવે વિના, કોઉ રાખી સકે ન;
બાત પાત્ર બિન હેમ કે, બાધિ ન દુધ રહે ન;

અર્થ—ગંભીર માણુસ વગર ઉંડી વાત રાખી શકે નહીં, જેમ.
વાઘેણનું દુધ સોનાના પાત્ર વગર બીજી ધાતુથી ના રખાય તેમ.

સુર ને વ્હાલું સહસ્ત્ર, વિપ્રને વ્હાલી ક્રિયા,
પવિત્ર વ્હાલું પુન્ય, નિચને વ્હાલી નિંદા.

નિર્બલ સબળ કે પરસ તે, સબલ ન સોં અન ખાત.
દેતી હીમાયતીકી ગધી, એ રાકી કે લાત;

અર્થ—નબળો મોટાના સંગથી, મોટાનું ખાઇ જાય, જેમ—
હીમાયતીની ગધેડી ઘોડાને લાત મારે તેમ.

દુષ્ટ ન છોડે દુષ્ટતા, બડી હારે હું પાય;
તેસે તજત ન શ્યામતા, બિષ શિવ કંઠ બસાય;

અર્થ—દુષ્ટ પોતાના અવગુણને છોડે નહીં, જેમ—
વિષને માહાદેવે પોતાના કંઠમાં રાખ્યું પણ કાળુ મટયું નહીં તેમ.

આપની પ્રભુતા કો, સબૈ, બોલત ઝુઠ બનાય;
બેસ્યા બરસ ઘટાવહી, જોગી બરસ બઢાય.

અર્થ—જુઠું ઉમેરી પણ પોતાની સાબાશી સૌ કરે છે; જેમ—
કસબણ પોતાની ઉમર નાના કહે છે ને જોગી વરસ વધતાં
કહે છે તેમ.

બડે બડેકું દુખ હે, છોટેસે દુઃખ દુર;
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચંદ્ર ઔર સુર.

અર્થ—દુઃખ મોટા માણુસને માથે છે; નાના લોકોને હોતું નથી.

જેમ તારા વેગળા રહે છે, ને ચંદ્ર સુર્યનું ગ્રહણ થાય છે તેમ.

બડે ભાર લે સિર ધરે, તજત ન ભેદ બિચારી,

શેષ ધરા ધરિ ધર ધરે અબ લોં દેત ન ડારી;

અર્થ—મોટા માણસને પોતાનો માણસ બોજા જેવો થઇ પડે છે તોપણ છોડે નહી, જેમ શેષ નાગ બહુ દીવસથી પૃથ્વીને ઉપાડી રહ્યા છે, પણ હજુ સુધી મુકતા નથી.

અન મિલતી જોઈ કરત, તાકી કૌ ઉપહાસ,

જૈસે જોગી જોગમેં, કરત ભોગકી આસ.

અર્થ—ન મળી શકે તેવું કરે તો સૌ તેની મશ્કરી કરે છે. જેમ જોગી જોગમેં ઘર બારી થવાની આશા કરે તેમ.

સબૈ સ્હાયક સબળ કે કોઉ ન નિર્બળ સ્હાય,

પવન જગાવત આગ કો, દીપહી દેત બુઝાય.

અર્થ—તમામ જબરા ને સહાય થાય છે પણ નબળાનું કોઇ નહીં, જેમ પવન આગને પ્રકાશમાન કરે છે ને દીવા ને બુજાવી દે છે તેમ.

આપ બુરે જગ હૈ બુરૌ, ભલો ભલે જગ જાની,

તજત બટેરા છાંઈ સબ, ગહત આંબકી આનિ.

અર્થ—પોતે ખોટાતો બધુ જગત ખોટું, ને પોતે સારા તો આખું જગત સારૂં; જેમ તાડની છાયા મુકીને સર્વે કોઇ આંબાની છાયાએ બેસે છે તેમ.

ભાગ હીન કૌ દેવહુ દેત, સુલેત બનૈન,

દીઠ પરૈ જહાં બસ્તૂ, તહાં ચલે મુંદકે નૈન.

અર્થ—ભાગ્ય હીણુને દેવ આપે તો પણ સેવાય નહીં ને જ્યાં

ધન, વસ્તુ પડી હોય ત્યાં આંખ મીંચે ને ચાલે.
ખાય ન ખરચે શૂમ ધન, ચોર સબૈ લઇ જાય,
પીછે જ્યોં મધુ મક્ષિકા, હાથ મલે પછતાય.

અર્થ—કૃપણુથી ધન ખવાયકે ખરચાય નહીં, ને અંતે ચોર ચોરી જાય. જેમ મધ વાગરીના લઈ ગયા પછી મધ માખો પસ્તાય તેમ

દીવસ ભલે બિગરૈ ન કછું. રહો નિચિંત્તે સોય,
આવે ચોરી કરન કો, ચોર આંધરો હોય,

અર્થ—ચઢતા દીવસ વાળાનું બગડેજ નહીં, ચોર ચોરી કરવા આવે, તો આંધળો થાય પણ લેવાય નહીં.

નીકીયહ ફીકી લગૈ, બિન અવસરકી બાત,
જેસે બરનત જુદ્ધ રસ, નહિં સિંગાર સુહાત.

અર્થ—વગર અવસરની વાત સારી હોય તો પણ ફીકી લાગે છે, જેમ લડાઇમાં જુદ્ધ રસ, નહિં કે સંગાર શોભા આપે=તેમ.

ફીકી પૈ નીકી લગૈ, કહિયે સમૈ બિચારી,
સબકો મન હરખિત કરૈ, જ્યોં બિબાહમેં ગારી.

અર્થ—સમય વિચારીને બોલીયે તો ફીકી વાત પણ સારી લાગે છે જેમ.

વિવાહ ટાણે ગાળો દે તોપણ સૌને હરખ ઉપજે છે તેમ.

પ્રાન તૃષાતુરકે રહૈ થોરે હુ જલ દાન;
પીછે જલ ભર સહસ ઘટ, ડારે મિલતન પ્રાન,

અર્થ—તરસ્યા માણુસનો થોડા પાણીથી પણ જીવ બચે છે. પણ મરી ગયા કેડે સો ઘડા રેડેથી જીવતું થતું નથી.

કેહું જાહુ નાહિન મિટત, જો બિધિ લિખો લિલાર,
અંકુશ બાન કરિ કુંભ કુચ, ભયે જહાં નખબાર,

અર્થ—જે બ્રહ્માએ કપાળમાં લખ્યું તે મટે નહીં, જેમ હાથીના
માથામાં અંકુશ, ને સ્ત્રી ખાઈને જે નખ વાગે છે તેમ.

પ્રેમ પગત બર જીન કયોં અબ બરજત બેકાજ,
રોમ રોમ વિષ રમ રહ્યો, નાહિ ન બનત ઇલાજ.

અર્થ—જેના મનમાં પ્રેમ ભરાયો, તે પછી ખશે નહીં જેમ ઝેર
રૂંવે રૂંવે ચરી જાય, ને પછી ઉતરે નહીં તેમ—

ભાવ ભાવકી સિદ્ધિ હૈ, ભાત ભાવમેં ભેપ,
જો માનો તો દેવ હે, નહિં ભીતકો લેખ.

અર્થ—સિદ્ધિ ને હેત બધું ભાવમાં છે, જો માને તો દેવ, નહીં તો
ભીંતના ચિત્રામણ જેવું જાણવું-

ઉપકારી ઉપકાર જબ સબસોં કરત પ્રકાશ,
જ્યોં કટુ મધુરે તરૂ મલય, મલયજ કરત સુવાસ.

અર્થ—ઉપકારી માણસ છે તે લોકોને ઉપકારજ કરે છે જેમ,
કડવું લાકડુ મલીયાગરથી સુગંધી માન થાય છે તેમ.

રહે સમીપ વડેનકે, હોત વડો હિત મેલ,
સબહી જાનત બઢતહૈ વૃછ બરાબર બેલ.

અર્થ—મોટા માણસની સંગે મોટું થવાય, જેમ વેલ છે તે ઝાડ
બરોબર ઉંચી ચડે છે તેમ.

કરિયે સુખ કોં હોત દુઃખ યહ કહો કોંન સયાન,
વા સોને કોં જારવો જાસો તુટે કાન

અર્થ—શાણા માણસે સુખ કરતાં દુઃખ થાય એવું કામ કરવું નહીં,

કાની પેઠે કે "સોનું ખાવે કાન ટુટે" તેવું ખાવું નહીં.

હિત હુકી કહિયેં ન તિહિં જો નર હોય અબોધ,
જ્યોં ન કટે કોં આરસી, હોય દિખાયે ક્રોધ,

અર્થ—જેને જે ભાવે છે તે ભલું લાગે, પણ ગુણ દોષનો વિચાર નથી. કેમકે ભીલડીઓ છે તેમુકતાને મુકી ચનોખડીના હાર પહેરે છે.

કોઉ બિન દેખે બિન સ્નુને કૈસેં કહે બિચાર,
કુપ ભેખ જાને કહા સાગર કો વિસ્તાર

અર્થ—કોઈ પણ વગર દીઠી ને સાંભળી વાત શી રીતે જણાય ? જેમ કુવાના દેડકાને સમુદ્રની શી ખબર તેમ.

## શ્રી ગર્ભ ચિંત્તામણી ખ્યાલ.

ક્યોં જન્મ ગુમાવો રટો રામ રઘુરાઈ;
માનુષ દેહ વારંવાર સહજ નહીં પાઈ.
નરનારીકે સંયોગ ગર્ભ મેં આયો,
મળ મૂત્ર માંસકો પિંડ હોય હે રાયો;
પગ ઉપર તલમેં શિષ રહો લટકાયો.
દુખ ગર્ભવાસકો દેખ બહુત ગભરાયો;
પડતેહી પિંડમેં જીવ તનિક શુધ્ધ આઈ—માનુષ૦ ૧
અગ્નિ જઠર જહાં તપે પવન નહીં આવૈ,
રહે જીવ કૈદમેં જરા ચૈન નહિં પાવૈ;
કરત્તાસેં વારંવાર અરજ ગુદરાવૈ,
ઇસફંદસે બાહર જો કોઇ ભાંતિ કરાવૈ;
મૈં જપૂ તુઝીકો આઠ પહર ચિત્ત લ્યાઇ—માનુષ૦ ૨

જબનિકસ ગર્ભસુ મોહ જાલમેં આયો;
સબ ભુલ્યો કોલ કરાર રામ બિસરાયો;
મા બાપ દેખ સુત અનંદ કરે ઉછાગો,
પંડિત ગુરૂ દેખે દશા બહુત ધન પાગે;
ઘર બજે નોબતાં બટ રહી નેગ બધાઈ—માનુષ૦ ૩
બાલક કુછ સ્યાનો ભયો ખેલને જાવે,
નિત નાચ કુદમેં રહે સુર્ત્તિ નહિં ધ્યાવે,
માબાપ લાડલી સુરત દેખ હર પાવે;
બ્યાહન કીં સુંદર યોગ કહીં બન જાવે;
તિરિયા ફંદ દીનો હાર ગલેમેં લ્યાઇ—માનુષ૦ ૪
બાલક પન બીતો તરૂણાઈ ગહરાઇ;
નહિં ભજન ભાવ લે ચિત્ત રહે પ્રરતાઇ;
તિરિયા સંગ નિશદિન રહે ગલે લિપટાઇ,
ભયો ગધા પચિશી માંહ્ય જવાની છાઇ;
તિરિયા ફંદમેં હોય અંધ કરે ચિત્ત ચાઇ—માનુષ૦ ૫
નિત અત્તર ફુલેલ, સુગંધ અરગજા લ્યાવે,
કરકે બટન મરદન અંગ સુગંધ લગાવે,
પચરંગી ચીરા બાંધ છૈલ બન જાવે,
પર તિરિયાત કયે નિજ ઘરની બિસરાવે;
ધૃક યોવન જીનને રામ નામ બિસરાઈ—માનુષ૦ ૬
બાળક પન જવાની બીત બુઢાપા ઘેરા,
સબ છુટે જગતકે સ્વાદ મોહ મદ ફેરા;
મુખ ... નાક પગ હાથ થકે યક બેરા,

પરવશ હોકે પૈકાલ આ ગયા નેરા;
દિન રહેં બિકલતા રાતો નિંદ નહિં આઇ—માનુ૰ ૭
દેહ છીજ છીજ રહ ગઇ હાડકી ટટ્ટી,
મુખ નયન ઝરૈં દિન રૈન ભઈ દુર ઘટી;
સબ બંધુ મિત્રયોં કહૈં મિલ કબ મિટ્ટી,
બેટા નહીં માનત હુકમ કરમકી પટ્ટી;
ઘરકી નારી ભી ગારી દેવતરાઇ.—માનુષ્ય૰ ૮
તન છીજ મલિન મુખ બિકલ ભયો અતિ ભારી,
મરનેસે તો હુ ડરે લગે જો કારી;
યમ દુત ખેડ ચહું ઓર ભયંકર ભારી,
મુશ્કોંસે લીના બાંધ મૂલગ્રત ભારી;
લે ખીંચ જીવકો ચલે જહાં યમ રાઇ—માનુષ્ય૰ ૯
યમરાજ કોપકર કહિ દુષ્ટ લે આવો,
લોહ ખંચ ગર્મકર દેહ ઉસકી ચિપકાવો;
મુન્દરકી મારો માર જેરબંદ લ્યાવો,
અંતિ તો ભયંકર નર્ક માંહિ છિડકાવો;
જીવ જંતુ નરકકે ચુંટ ચુંટ તનું ખાઇ,—માનુષ્ય૰ ૧૦
રહે જીવ નરકમેં દુખી કહીં નહીં જાવૈ,
કરણી કે ભોગે ભોગ કહા પછતાવે;
ફિર ભુગત નરકકો ચોરાશી મેં આવે,
દેહ દેહમેં ભટકે જીવ કોટિ દુખ પાવૈ;
યહિ ભાંતિ દુર્દશા પ્રાણીકી હોજાઇ—માનુષ્ય૰ ૧૧
હરિ વિમુખનકી યહ દશા હોત દેજાખમેં,

જે બાલ રટે નિત રામ નામ હરદમમેં;
ગુરૂ પુરૂષોત્તમ કર યાદ ગર્ભ પ્રભુ ઘટમેં,
કટ જાય આગમન ફંદ તેરા ચટપટમેં,
હે તારક મંત્ર યહી વેદ શ્રુતિ ગાઇ—માનુષ્ય ૧૨

મોક્ષેચ્છુ—હે ગુરૂ દેવ ? મારા મનને શાન્તિ પામી મોક્ષ મળે એવો માર્ગ દર્શાવો—

મુક્તાનંદ—હે શિષ્ય ? તારા ઉપર પુર્ણ કૃપા છે જેથી હું તને કથન કહું છું તે શ્રવણ કરી તે પ્રમાણે વર્તવા ઉત્કંઠીત થાકે સદા તારો જય થશે—

**संतुष्टः सततं योगी यतात्मा दृढ निश्चयः ।**
**मय्यर्पित मनो बुद्धियों मे भक्तः समेप्रियः ॥**

સંતુષ્ઠ, સતતયોગી, યતાત્મા, દઢ નિશ્ચયવાળો, અને મન તથા બુદ્ધિ પ્રભુમાં અર્પેલાં છે, તેજ પ્રભુનો ભક્ત છે ને પ્રભુને પ્રિય છે, તેનોજ મોક્ષ છે, તેજ સદા શાન્તિ પદનો ભાગીજ બને છે, અને અંતે સ્વસ્વરૂપે લીન થાય છે,

હે શિષ્ય ? તું નિરંતર હે કેશવ, હે અચ્યુત, હે મુકુંદ, હે રથાંગપણિ ( ચક્રપાણી, ) હે ગોવિંદ, હે માધવ, હે જનાર્દન, હે જ્ઞાનવારી, હે નારાયણ, હે અમરપતે, હે ત્રિજગન્નીવાસી, એવા સંબોધન પુર્વક, પ્રભુ શ્રી અચ્યુતનાં નામો વાળા અક્ષર જે મધુર છે તેનો જપ કર ?

હે સુત ? તું નિરંતર હે અચ્યુત, હે હરે, હે પરમાત્મન, હે રામ, હે કૃષ્ણ, હે પુરૂષોત્તમ, હે વિષ્ણો, હે વાસુદેવ, હે ભગવાન્,

હે અનિરૂદ્ધ, હે ઈશ્વર, હે પરીબ્રહ્મ, હે સચ્ચિદાનંદ, હે અખિલ વિશ્વ વિનાયક, એવાં પ્રભુ શ્રી અચ્યુતનાં કારણ નામોનો ઉચ્ચાર કર કારણ કે—

**अक्षरंहि परं ब्रह्म अच्युतेत्यक्षरत्त्रयम् ।**

**तस्मादुच्चरितं येन ब्रह्म भूयाय कल्पते ॥**

શ્રી "અચ્યુત" એ ત્રણ અક્ષરો સાક્ષાત્ અવિનાશી પરબ્રહ્મ રૂપ છે, એટલા માટે જે ( સતત્ ) એનો ઉચ્ચાર કરેછે તે બ્રહ્મ પ્રાપ્તિ ( અચ્યુત પ્રાપ્તિ ) ને યોગ્ય થાય છે.

**सर्व धर्मान् परित्यज मामेकं शरणं व्रज,**

**अहंत्त्वा सर्व पापेभ्यो मोक्ष यिष्यामि माशुचः॥**

સર્વ ધર્મનો પરિત્યાગ કરીને મને એકનેજ તું શરણ જા, હું તને સર્વ પાપથી મુક્ત કરીશ, શોક મકર, મનેજ પ્રાપ્ત થઈશ.

વળી હે પુત્ર ? તું સઘળેથી તારા મનને ખેંચીને માત્ર મારે વીષે લગાડ. મારી ભક્તિ કર, મારૂં પુજન કર, ને મને વંદન કર, તો હું તારા પાપને ભસ્મ કરીશ અને હું તને સત્ય પ્રતિજ્ઞા પુર્વક કહું છું કે તું મનેજ આવી મળીશ. ( કારણ ) તું મને પ્રિય છે,

હે પુત્ર ! એમ અચ્યુત પ્રભુને વિષે મન લગાડવું એ વડે સૌથી શ્રેષ્ટ કર્મ જે અચ્યુત શરણ ગતી, તે સિદ્ધ થાય છે,

મોક્ષેચ્છુ—હે ગુરૂ દેવ ! મને શ્રી અચ્યુત રૂપનો મંત્ર આપો જેથી હું તે વારંવાર જપ્યા કરૂં અને મને ધ્યાન વીધી સંભળાવ

વો, હું તે પ્રમાણે વર્તી આપના ચરણમાં સદા વાસ કરૂં હે પ્રભુ આપનાં અમૃતમય વાક્યો મારા હૃદયમાં ઉતરી ગયાં છે ને સર્વ હૃદય રસમય કરી દીધું છે ફક્ત આપની યુક્તિના બીજ રૂપી અંકુરની અભિલાષા છે તે પુર્ણ કરી કૃતાર્થ કરો.

મુકતાનંદ—હે તાત ! એ તેં ઘણો ઉત્તમ વિચાર બાંધ્યો એજ વિચારને અનુસરતાં તારો મોક્ષ છે—જો એકાગ્ર ચિત્ત થઇ સાંભળ જે હું તને મંત્ર આપું છું.

**॥ ॐ ॥ परब्रह्म पुर्णानंद पुरूषोत्तम परमात्मने शान्ति स्वरूपाय स्वाहा: ॥**

મોક્ષેચ્છુ—હે ગુરૂદેવ ! હે શ્રી વેદ વેત્તા પુરૂષ હે પીતાજી ? આપના અર્પેલા મંત્રનો હું શુદ્ધ મને કરી અધ્યાસ રાખી મનન કરીશ પરંતુ હે તાત ? મોક્ષ, શાન્તિ, મુક્તિને માટે વેદાધ્યાયી પુરૂષો અનેક સાધન કહે છે તો તે પ્રત્યેક સાધન મૂખ્ય છે કે તે પૈકીનું એકજ મુખ્ય છે ! હે સ્વામી હે કરૂણા સાગર ! હે દયાળુ ? જેથી આ મન સર્વમાંથી સંગ છોડીને ગુરૂ ગોવિંદ રૂપ બ્રહ્મમાં લાગી જાય, એવો માર્ગ દર્શાવો ? હે વિભુ ? વળી આપ કહો છો કે સર્વ તરફથી મન સંકોચાઈ સર્વ સંગનો ત્યાગ કરી શ્રી અચ્યુત પ્રભૂ પુર્ણ પુરૂષોત્તમમાં લાગી જાય એવો માર્ગ છે એ સંબંધી આપે મને કહ્યું અને કહ્યું કે નિષ્કામ ભક્તિ યોગ સાધન છે. એમ કહો છો વળી બીજા લોક અન્ય સાધન દર્શાવે છે માટે હું પુછું છું કે એ પ્રત્યેક સાધન ફળ દેવામાં મુખ્ય છે વા તેમાં કેટલાક મુખ્ય, અને કેટલાંક તેના અંગભૂત છે, પ્રત્યેક સાધન

ફળ દેવા વાળાં હોય તો પણ સર્વનાં ફળ તુલ્ય છે ? વાં કાંઇ અંતર છે તે કૃપા કરો કહો ?

શુકતાનંદ—હે પુત્ર ? હે વત્સ ! સર્વોત્તમ ફળ આપવા વાળી શ્રી અચ્યુત પ્રભુની ભકતીજ મુખ્ય છે અને અન્ય સાધન તો પોત પોતાના સ્વભાવાનુસાર લોકોએ અજ્ઞાનથી મુખ્ય માની રાખેલાં છે વસ્તુતઃ સર્વ ક્ષુદ્રફળ દેવા વાળાં છે પ્રલયમાં કાળ-થી નાશને પ્રાપ્ત થયેલી આ વેદ રૂપી વાણી કે જેથી ગુરૂ ગોવિંદમાં મન લાગી જાય એવા ધર્મનું નિરૂપણ છે. હે પુત્ર તે વાણી પ્રથમ કૃષ્ણ પરમાત્માએ શ્રી બ્રહ્માજીને કહી; બ્રહ્મા-જીએ પોતાના જ્યેષ્ટ પુત્ર મનુને કહી, અને મનુ પાસેથી માહાઋષિ ભૃગુ આદી સાત પ્રજા પતિઓએ ગ્રહણ કરી, તે પ્રજાપતિઓ પાસેથી તેના પુત્ર, દેવ, દાનવ, યક્ષ, મનુષ્ય, સિદ્ધ, વિદ્યાધર, ચારણ, કિંદેવ ( ખેદ, પ્રસ્વેદ, અને દુર્ગંધિ વિગેરે ન હોવાથી સન્દેહ થાય કે 'આતે દેવ છે કે મનુષ્ય છે' તે ) કિન્નર ( જેના શરિરની અર્દ્ધ આકૃતિ મનુષ્ય સમાન હોયતે) નાગ, રાક્ષસ, અને કિંપુરૂષ (કાંઈક અંશે પુરૂષ સમાન હોય તે)—આદિ શિખ્યા રજોગુણ, સત્વગુણ અને તમોગુણથી થયેલી તેની વાસનાઓથી પ્રાણીઓનાં જુદાં જુદાં શરીર અને જુદિ જુદિ બુદ્ધિઓ થઇ છે એ સર્વેએ જેવી જેવી પોતાની વાસના કહી તે અનુસાર વેદ વાકયોનું આખ્યાન જુદુ જુદુ કર્યું છે. આ પ્રકારે પોતાના મનુષ્યોની બુદ્ધિ સ્વભાવની વિચિત્રતાને લીધે જુદી પડે છે. કેટલાક લખતાં તથા વાંચતાં ન શિખ્યા હોય, તો પણ તેઓની બુધિઓ પુરાતન રૂઢીને

લોપે જુદી પડે છે, અને કેટલાકોની બુદ્ધિઓતો વેદથી વિરૂધ્ધ પાખંડવિષયમાંજ લાગી રહે છે. હે પુરૂષ શ્રેષ્ટ ! અચ્યુતની માયાથી મોહિત બુદ્ધિ વાળા પુરૂષ પોત પોતાનાં કર્મ અને રૂચ્યાનુંસાર ભિન્ન ભિન્ન પ્રકારનાં કલ્યાણનાં સાધન કહે છે મિમાંસક લોક ધર્મને, સાહિત્ય શાસ્ત્રિ યશને, વાત્સ્યાયન આદિ કામ શાસ્ત્રિ કામને, યોગનો અભ્યાસ કરવાવાળા લોક સત્ય, દમ અને શમને, રાજનિતીવાળા ઐશ્વર્યને, ચાર્વાક, લોક, નાસ્તિક, દાન તથા ભોગને અને અન્ય લોક યજ્ઞ, તપ દાન, વૃત, નિયમ, તથા યમોને પુરૂષાર્થ કહે છે ( મિમાંસકો કથે છે કે કામ્ય અને નિષિધ્ધ કર્મનો મુમૂક્ષુઓએ ત્યાગ કરવો, પ્રત્યવાયથી મુકત થવાને માટે નિત્ય. નૈમીતીક કર્મ કરવાં; સાહિત્ય શાસ્ત્રિઓ એવું કહે છે કે મનુષ્યની પવિત્ર કિર્ત્તિ જેટલાં વર્ષ પર્યંત્ત આ લોકમાં રહે છે તેટલા હજાર વર્ષ પર્યંત તે સ્વર્ગ લોકમાં પુજાય છે. નિતીના ગ્રંથોમાં લેખ છે કે ઐશ્વર્ય દાતા સામ, દાનાદિક વિગેરે ભેદોજ ઉત્તમ સાધન છે આદિ અંતવાળા પરિણામમાં દુખથી ભરેલા તુચ્છ આનંદવાળા, અને શોકથી વ્યાપ્ત છે. હે શિષ્ય ? જે પ્રકારે તું મને પ્રિય છે તેવું મને ત્રીલોક વા અન્ય કોઇ વ્હાલુ નથી કેમકે જે પુરૂષ પોતાનું સર્વસ્વ ગુરૂ ગોવિંદને અર્પે છે તો તે પુર્ણ પ્રસન્ન રહેછે અને તેનું બંધન નાશ થાય છે એ માટે હે પુત્ર ? બીજું સાધન અને ફળ કે—જે સ્વપ્ન અને મનોરથની પેઠે અસત્ કલ્પના રૂપ છે, તેનોત્યાગ કરીને ગુરૂ ગોવિંદના (યજનથી શુદ્ધ થયેલ ચિત્તને અચ્યુત પ્રભુમાં-

જ સ્થિર કરે. સ્ત્રિઓ અને સ્ત્રીઓના સંગીયેના સગને દુરથીજ છોડીને, ધીર થઈને, નિર્ભય અને એકાન્ત સ્થળમાં બેશીને, આલસ્યનો ત્યાગ કરીને, શ્રી અચ્યુત પ્રભુ પુર્ણ પુરૂષોત્તમ પરમાત્માનું ચિંત્તવન કરે ! સ્ત્રિયોના સંગથી અને તેના સંગીઓના સંગથી પુરૂષને જેવો કલેશ થાય છે અને બંધન થાય છે, એવો કલેશ અને બન્ધન અન્યના પ્રસંગથી થતો નથી. એ માટે કામ શાસ્ત્રોમાં કહેલા માર્ગોનો બીજો તર્ક કરવો જોઇએ.

મોક્ષેચ્છુ—હે અનાથના નાથ ? દયાળુ દેવ ? શાન્તીદાતા ? ગુરૂદેવ આપતો સર્વના ઇષ્ટકર સર્વાંત્તર્યામી, પુર્ણાનંદરૂપ પરમાત્મા રૂપ છો ? આપને વારંવાર દંડવૃત્ત પ્રણામ કરી વીનવું છું કે હે કલ્યાણ કર્ત્તાઓમાં શ્રેષ્ટ બ્રહ્મરૂપ ગુરૂ દેવજી ? મને તો આપના દાસ ભાવરૂપ પુરૂષાર્થ મળી ચુકયો છે તેથી જોકે મને મોક્ષની પણ ઇચ્છા નથી; તો પણ જેને મોક્ષની ઇચ્છા હોય, તેને જે પ્રકારથી, જેવું અને મદુપ અચ્યુત બ્રહ્મ સ્વરૂપનું દયાન કરવું જોઇએ તે દાસ પર કૃપા કરી કહો ?—

મુકતાનંદ—હે પુત્ર ! હે શિષ્ય ? હે મનુષ્યોત્તમ ? હવે તને ધ્યાન વિધી કહુછું તે એકાગ્ર મનથી ગ્રહણ કર ?

હે શિષ્ય શિરોમણી ! હે તાત ! સાંભળ ! અતિ ઉંચું પણ નહીં અને અતિ નીચું પણ નહીં એવું કામળ—આદિનું આસન બનાવીને તેના ઉપર જેમ પોતાને અનુકુળ આવે (પડે) તેમ બેશીને પ્રથમ સંધ્યા વંદન કરી લેવું. પ્રથમ ત્રણ આચમન મંત્ર વડે કરવાં પછીથી પ્રભુ પ્રાર્થના કરવી. તે એવી રીતે કે—"તમે અમારા પીતા

છો, પોતાના પ્રમાણે, જ્ઞાન દો, તમને નમસ્કાર છે, અમારી મોહક પાપથી રક્ષા કરો! અમારો પરિત્યાગ કરશો નહીં, અમારો વિનાશ કરશો નહી. હે દેવ! હે પિતા! પાપની ક્ષમા કરો? જે કાંઇ કલ્યાણ કર હોય તે અમારામાં પ્રેરણ કરો, તમે સુખ કર; કલ્યાણ કર, સુખ કલ્યાણનો ભંડાર, કલ્યાણ અને કલ્યાણકર છો, તમને નમસ્કાર છે"—પછી પ્રણામ કરવા "જે દેવતા અગ્નિમાં છે, જે પાણીમાં છે, જે સર્વ ભુવનમાં પ્રવિષ્ટ છે, જે ઔષધિમાં છે, જે વનસ્પતિમાં છે તે દેવતાને વારંવાર નમસ્કાર કરૂં છું." પછી ધ્યાન નીચેના મંત્રથી કરવું. એ મંત્ર વધુમાં વધુ ૩૬૦ વખત અર્થ સહિત સમજી ભણી જવો તેમ ન બને તો ઓછામાં ઓછો એક શ્વાસોએ દશ (૧૦) વખત ભણી જવો જેથી અંતઃકરણ શુદ્ધ થાય છે. પવિત્ર થવાય છે.

## ॥ गायत्री मंत्रः ॥

## ॥ ॐ भूर्भुवःस्वः तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य धीमहि धियो योनः प्रचोदयात् ॥

સર્વ લોક પ્રકાશક સર્વ વ્યાપી તે પૂર્ણ મંગળ જગત પ્રસવિતા પરમ દેવતાના વરણીય જ્ઞાન તથા શક્તિનું ધ્યાન કરૂં છું જે અમારી બુદ્ધિને પ્રેરણ કરે છે.

આ પ્રમાણે ધ્યાન થઈ રહ્યા પછી પોતાનો લક્ષ સ્થિતજ રાખવો અને શરીરને બરાબર સ્થિર રાખીને, ચિત્તની સ્થિરતાને માટે પોતાના નાકની અણીના સામે દૃષ્ટિ રાખીને (નેત્ર મિંચવાથી નિંદ્રા

આવે, અને ઉઘાડાં રાખવાથી વિષયોના દર્શનરૂપ વિક્ષેપ ઉઠે, એ કારણથી નાકની અગ્રી ઉપર નેત્ર રાખવાનું કહેલું છે કે જેથી અરધાં ઉઘાડાં અને અરધાં મીચેલાં નેત્ર રહેવાથી લક્ષ્ય અંદર અને દૃષ્ટિ બહાર રહેવાથી નિંદ્રા કે વિક્ષેપ ન થાય. ) બન્ને હાથોને ખોળામાં રાખીને પુરક, ( વાયુને ચઢાવવો ), કુમ્ભક (ઘુંટવો), રેચક, (ઉતારવો) ના ક્રમથી અથવા વિપરિત્ત ક્રમ (રેચક, કુમ્ભક, અને પુરક.) થી પ્રાણના માર્ગને શુદ્ધ કરવા; વિષયોમાંથી ઇંદ્રિયોને ખેંચી, ધીરે ધીરે આ પ્રકારે અભ્યાસ કરવો. એક સમય સગર્ભ અને બીજો અગર્ભ એવી રીતે પ્રાણાયામ બે પ્રકારના છે. તેમાં સગર્ભ એટલે "ૐકાર" સહિત પ્રાણાયામનો વિષય હું કહુછું. ૐકારકે જે મૂળાધારથી લઇ બ્રહ્મરંધ્રના છેડા સુધી કમળના નાળના તંતુની પેઠે સૂક્ષ્મ અને અવિછિન્ન છે, તેને મનમાં પ્રાણથી પ્રકટ કરીને પછી તે ૐકારમાં ઘંટાના નાદ સરખો ઉદાત્તનાદ સ્થિર કરવો

આ પ્રકારે પ્રતિદિન ત્રણે સમયમાં દશ દશવાર ૐકાર સહિત પ્રાણાયામનો અભ્યાસ કરે તો તે પુરૂષને એક માસની અંદર પ્રાણ વાયુ વશ થઇ જાય ? ધ્યાન કરવાની રીતી પુર્ણ કહી હવે—

જેવા સ્વરૂપનું ધ્યાન કરવું જોઇએ તેના વિષયમાં કહું છું. દેહના અંદર હૃદય કમળ કે—જે ઉંચા નાળવાળું નીચે મુખવાળું અને કદલીના પુષ્પના સદસ ખીલ્યા વગર છે, તેને નીચે નાળવાળા, ઉંચા મુખવાળા અને પ્રફુલ્લિત તથા આઠ પાંખડીવાળાં અને કર્ણિકા સહિત મનમાં ચિન્તીને. તે કર્ણિકામાં સૂર્ય, ચન્દ્ર અને અગ્નિનું એક બીજાના ઉપર ચિન્તવન કરવું. તે અગ્નિના મધ્યમાં વક્ષ્યમાણ ધ્યાનના શુભ વિષયરૂપ શ્રી કૃષ્ણ પરમાત્માનુ ચિન્તવન કરવું.

યોગ્ય સમાન અત્યન્ત શાન્ત સુન્દર મુખ સંયુકત, સુંદર લાંબી ચાર ભુજાઓથી શોભાયમાન, અતિ રમણિય સુન્દર કન્ઠ તથા સુંદર કપોળથી વિરાજમાન, સ્વચ્છ મન્દહાસ્ય થકી શોભાયમાન, કાનોમાં પહેરવા સરખાં દેદિપ્યમાન મકરાકૃત કુંડલોથી શોભાયમાન, સુવર્ણ સમાન પીળાં વસ્ત્ર ઓઢેલ, મેઘ સમાન વર્ણ, વક્ષઃસ્થળના દક્ષિણ ભાગમાં શ્રી વત્સ, અને વામ ભાગમાં લક્ષ્મીને ધારણ કરનાર શંખ, ચક્ર, ગદા, પદ્મ, તથા વનમાળાથી વિભુષિત, પગોમાં નુપુર, ઝાંઝર પેહેરેલ. કૌસ્તુભમણિની કાન્તિથી દેદિપ્યમાન; દેદિપ્યમાન કીરિટ, કડા, કટિ મેખલા, તથા ભુજબન્ધ ધારણ કરેલ, સર્વ અંગોમાં સુન્દર, મનોહર પ્રસન્નતાને લીધે પ્રફુલ્લિત મુખ તથા નેત્રે કરીને શોભાયમાન, અતિ સુકમાર એવા શ્રી અચ્યુત પ્રભુ પુરૂષોત્તમ કૃષ્ણ પરમાત્માના સ્વરૂપનાં સર્વે અંગોમાં મન લગાડીને ચિન્તવન કરતું ધીર પુરૂષોએ મન દ્વારા ઇંદ્રિયોને વિષયોમાંથી ખેચીને, તે મનને બુધ્ધિની સહાયતાથી પ્રભુના સર્વે અંગ યુકત સ્વરૂપમાં સારી રીતે લગાડવું જોઇએ.

હવે મદ્રુપ સ્વરૂપનું ધ્યાન કરવું તે વિષયમાં કહું છું—સર્વે અંગોમાં વ્યાપ્ત થયેલ તે ચિત્તને ખેંચીને પછી એક અંગમાં લગાવવું, અને બીજા અંગોનું ધ્યાન છોડતા જવું તેમાં પણ સર્વેની પછી સુન્દર મંદહાસ્યયુકત મુખમાં ઘણા સમય પર્યન્ત ચિત્તને લગાડી રાખવું; ચિત્ત પ્રભુ મુખમાં સારી રીતે સ્થિર થઈ જાય, ત્યારે તેને મુખમાંથી ખેચીને ગુરૂ ગોવિંદનું સર્વ કારણ રૂપ સ્વરૂપ કે—જેનું પ્રથમ વર્ણન કરવામાં આવ્યું છે, તેમાં લગાડી દેવું પછી એ કારણના સ્વરૂપના ધ્યાનને પણ ત્યાગીને શુદ્ધ બ્રહ્મમાં આરૂઢ થઇને

કોઈનું પણ ચિન્તવન ન કરવું ધ્યાતા અને ધ્યેયના વિભાગનો ત્યાગ કરવો. આ પ્રકારે સમાધિ પર્યંત ધ્યાન કરવાવાળો પુરૂષ સર્વજ્ઞ પુર્ણ પુરૂષોત્તમ કૃષ્ણ પરમાત્માને પોતાના સ્વરૂપમાં જુએ છે, અને પોતાના તેજમાં તેજ લીન થઇ જાય છે, એમ સર્વાત્મક પ્રભુ સ્વરૂપમાં સંયુકત થયેલ જુએ છે. આ પ્રકારે અત્યન્ત તીવ્રધ્યાનથી મનનું સમાધાન કરનાર યોગીના અધ્યાત્મ, અધિભુત. અને અધિદૈવત રૂપ વાદસ્ય. દષ્ટા તથા દર્શન રૂપ ભ્રમ તુરત સારી પેરે નિવૃત થઇ જશે એજ શાન્ત સ્વરૂપ મોક્ષ છે હે પુત્ર ? એથી અધિક કાંઇજ નથી.

### ગાયન.

રંગે રાચો કૃષ્ણજી કાળા—(૨)
રમાડુ રીતે રૂપાળા—રંગે૦
ધારૂં હૃદયે ધૈર્યથી ગીરીધર શ્રીઘનશ્યામ,
વિસરો નવ વાલમા, વનમાળી વરશ્યામરે—રંગે૦
પવન પસારૂં પ્રેમથી પુણ શ્રી પુરૂષ પુરાણ,
જેમ ન જાણે જગતમાં, જાણું હું, કૃષ્ણ સુજાણરે—રંગે૦
ગોવિંદ નિખું સર્વદા, શ્રી સતગુર પ્રતાપ;
પુરૂષોત્તમ રટતાં મળું, બ્રહ્મ પરમ પદ આપરે—રંગે૦

### ગાયન.

રે સુંદર શ્રી શ્યામજી ગીરીધર કરો શ્રેય કાનરે,
ગોવિંદા રચી રાસ ગોપી સંગ રાચ્યા સાનરે—રે સુંદર૦
ગ્રાહથી ગજ છોડીઓ, પ્રલ્હાદ કીધો સ્હાયરે;
સુધન્વાની ભકિત પેખી, તેલ શિતળ થાયરે—રે સુંદર૦

તેમ ધારી દાસ તારો આપનો છું, તારરે,
માણુ પુરૂષોત્તમ સ્વામી દર્શે તર સાક્ષાતરે—રે સુંદર૦

## સાખી.

ભક્ત બીજ પલટે નહીં જો જુગ જાય અનંત;
ઉચ નીચ ઘર જન્મ લે આખર સંતકા સંત.

## બાળ લીલા.

આરાધુ શ્રી દ્વારામતી વ્રજરાયરે,
બાળ લીલા તણો કહું મહિમાયરે;
કૃષ્ણજીએ જન્મ ધર્યો દેવકિ માતરે,
વસુદેવ સરીખા છે શુભ તાતરે— ૧
મામો કંસ કરે છે બહુ અનિત રે;
બેનનાં બાળક જીવવા દેતો નથીરે.
વસુદેવ દેવકીની ભક્તિ અપારરે;
તે માટે પ્રભુજીએ ધર્યો અવતારરે. ૨
શ્રાવણ માસ વદ અષ્ટમી દન રે,
હરી કે'વાયા વસુદેવ દેવકી તનરે.
નંદ જશોદાને ઘેર પુત્રી થઈ એકરે,
પ્રભુજીએ વાત કહી છે વીવેકરે— ૩
મને લઈ જાઓ ગોકુળ નંદને ઘેરરે,
મામા કંશ તણું હું લેઈશ વેરરે;
જસોદા માની પુત્રી લાવો આ ઠામરે,
મારશે કંશ મામો જેનું પાપી નામરે.— ૪
કંશે જાણી પુત્રી મારવા આવ્યો ત્યાંહીરે,

પુત્રી બોલી તુજ વૈરી ગોકુળ માંહીરે.
એટલું વદતાં આકાશે ઉડી ગઇરે,
આકાશે તો વિજળી બાઈ કહેવાઇરે— ૫
કંશને ત્રાસ પડયો છે મનડા માંહેરે,
પ્રભુને મારવા મોકલે છે દુત ત્યાંહેરે.
મોકલ્યો રાક્ષસ પ્રભુને મારવાની આશેરે,
અસુર મનમાં આવ્યો અતિશે ઉલ્લાશેરે—૬
ગોકુળ ગામે આવ્યો નંદને દ્વારરે,
ગાડાનું રૂપ ધરી પડયો નિરધારરે;
ઘરમાં ભંજવાડ થયો તેણીવારરે,
મુકી પ્રભુને માતા ગયાં તે ઠારરે— ૭
એટલે મનમાં ઘાટ ઘડે દીનાનાથરે,
ખસ્તા જઇને ગાડાને મેલી લાતરે;
ગાડુ ભાગી નાખી કર્યું ચકચુરરે,
તેથી મૃત્યુ પામ્યો પેલો અસુરરે—
કંશે જાણ્યું પ્રાણ હર્યા મમ દુતનારે,
સ્તને વિષ લેપી મોકલી બેની પુતનારે,
પુતના બેની આવ્યાં જસોદાને ઘેરરે;
જસોદાએ બોલાવ્યાં આદર ભેરરે— ૯
ખબર અંત્તર પુછે છે સામા સામીરે,
બે બેનો થઇ ખુશી ને આનંદ પામીરે.
ભાણેજ માશીએ રમાડવાને લીધોરે,
કરાવવા વિષ પાવન વિચાર કીધોરે— ૧૦

વિષ રતન મુખમાં આપ્યો પ્રભુને નિર્વાણરે;
ધાવન કરતાં હરી લીધા દુષ્ટા પ્રાણરે.
તરતજ ત્યાંથી પુતના મર્યું તો પામીરે,
પુત તણા પ્રાક્રમની નવ ખામીરે— ૧૧
દર્શન કરવા પધાર્યા કૈલાશ વાશીરે,
મા'દેવને જોઇ હસ્યા અવીનાસીરે;
વળતા પ્રભુ ગૌ ચારવાને જાયરે,
નિત્યે પ્રાક્રમ જુદાં વનમાંહે થાયરે— ૧૨
વૃંદાવનમાં લીલા કરે છે અપારરે;
પ્રભુજીની રક્ષા કરે છે ગોવાળરે.
ગર્વે ઇંદ્રે મન કરીને વિચારરે,
મેઘ વરસાવ્યો ઘણા જોરે મુશળધારરે. ૧૩
ગોકુળ સઘળુ તાણવા વીચાર કીધોરે,
ગોવરધન ગીરી ટચલી અંગુલીએ લીધોરે;
ગોકુળના સહુ જીવ જંતુ ત્યાંતે જાયરે,
ઇંદ્રરાય મનમાં વિસ્મયજ થાયરે. ૧૪
પછી નમવા આવ્યો પ્રભુજીને પાયરે,
હરીએ તેના દોષ કીધા છે ક્ષમાયરે,
પ્રભુના ગુણ તણો ન પામું પારરે,
શેષ સરખા કળી શકયા નઃ લગારરે— ૧૫
વાલો મારો ગયા મથુરા મોઝારરે,
મથુરાં માંહે વરત્યો છે હાહાકારરે.
કંશ રાયે મંડપ રચના કીધારે,

સ્વપ્ના કથી વાતે ન રહી અધુરીરે— ૧૬
જોવા માટે વ્હાલો તે મંડપે જાયેરે,
હસ્તિ માંડો કીધો છે કંસરાયેરે;
હસ્તિ કૃષ્ણ બળદેવને મારવા આવ્યોરે,
ગુંમચી ખાઈ હાથીને પોતે ઝાલ્યોરે— ૧૭
હાથી ઝાલી ચીરી નાંખ્યો છે ત્યાંયરે.
મોટા દંતુશળ લીધા કરમાંયરે.
બન્ને વીર ગયા તે કંશની પાસરે,
રૂપ વિકાળ જોઈ પામ્યો કંસ ત્રાસરે— ૧૮
કંસને પ્રભુએ મારી નાંખ્યો તે ઠારરે.
નગ્ર માંહે વર્ત્યો છે જય જયકારરે,
અલ્પ બુદ્ધિ હુંછુ પામર પ્રાણીરે,
રચવા તણી રીત કશી નથી જાણીરે— ૧૯
ગાય શીખે સુણે જે નરનારીરે,
પામે સુખ સદા દુ:ખ નિવારીરે.
પુરશોત્તમના સ્વામી તણી છબી ન્યારીરે,
રંગ રસીયાના રૂપ તણી બલીહારીરે—૨૦

### " શ્રી રાધાજીનો વિલાપ "

કા'ના કયાં રમા તજી મુજને—કા'ના૦
તનવન હુંડુ અંતરયામી, ભાવ ધરી મનને—કા'ના૦
તનવન ભટકે મમમન મૃગલું, પામું વિકળ તનરે—કા'ના૦
શ્યામ શ્રી કસ્તુરી સમ વસિયા, ભમું અસ્થિર મનરે— ,,
કૃષ્ણજી કાળા પુર્ણ ધુતારા, ધુતીતજી મુજને— ,,
આપ વિયોગે વહ્નિ પ્રગટે, પ્રજાળે આ ચીત્તને— ,,

મંદ હાસ્યીત તમ વદન નિર્ખી, હર્ષ ધારતી મનને— ,,
તેહ વદનથી વિમુખ વસતાં, પીડે મદન તનને— ,,
પળ વિપળ વર્ષ તુલ્ય જાયે, તજે આ પ્રાણુ તનને—,,
સુંદર ચંચળ ચતુર સ્વામી, સાહ્ય કરો દીનને— ,,
પ્રભુ ચપળતા ચુકીને પ્રગટો, ભેટો હું બાળા તનને— ,,
વાંક પડયો શું વર વનમાળી,(જેથી) ગયા તજી અમને— ,,
સર્વ વ્યાપક છો હે ત્રિપુરારી, ક્ષમા કરો દીનને— ,,
હદ થઈ હરજી હઠ હવે મુકો, શું ન દયા દીલને— ,,
દીન દયાળુ દામોદર દાતા, ત્રિકમ તારો અમને—,,
પ્રેમે પ્રભુ પુરૂષોત્તમ રીઝયા; ભેટયા રાધા વ્રજને—,,

## બીહાગની ગજલ.

શ્રીરામ રહેમ સુનિતી દીલના ધારી તે જન નહીં;
સદા રહે મસ્ત મોજમાં માનો સજ્જન સહી—શ્રીરામ.
ખેરાત રીતી જીરવેના, તે દાતાર નહીં;
બુદ્ધિ દધિ સમ પ્રસરી જેની, તે હુશીયારજ સહી—શ્રીરામ
કારિગીરી સુંદર સજાવી, વિણુ આંખે દેખે નહીં;
શ્રી સ્યામ શુંદર હૃદયે પેખે (તે) કાર્ય લેખે સહી—શ્રીરામ
અદ્દભુત કાર્ય કરી ન જાણે (તે) સુર કહેવાય નહીં;
કુદરતથી ઉલટુ આચરે (તે) અસુર લેખાય સહી—શ્રીરામ.
ઉપકારનો અંકુર ન મનમાં, (તે) અમલદાર નહીં;
અપકારપર ઉપકાર સરજે, તે સરદાર સહી—શ્રીરા.
વેણુ વેદતાં માઠું લાગે, તે મશ્કરી નહીં;
શુકને ચાલી જગ જેની ખ્યાતી (તે) મસ કરી સહી—શ્રીરામ.
ભોળા ને ભરમાવી મારે (તે) સુર વીર નહીં;

ભોળાને રિઝાવી રમશે તે ફકીર સહી—શ્રીરામ
પાપ પ્રજાળી પુન્ય પ્રહેકર, (તે)કિર્ત્તિ જમાવે સહી;
પુરૂષોત્તમ પ્રભુ પંથે પળતાં, અભય પદ પામે સહી—શ્રીરામ૦

## સાખીઓ.

ભય વાસના લય થયે બ્રહ્મ જદારથ જોય,
પટ માયા જમ જળગયે, પ્રભુ પદ દર્શજ હોય.
ગુરૂ ગોવિંદ મયા ધરે, બાળે કલ્પના મુળ,
પરબ્રહ્મ પરપ્રેમ શુદ્ધ, ભક્તિ અતુળ: ૧
પ્રેમ વિના પ્રભુના મિલે, આદરે અનેક ઈલાજ
ચિત્ત શુદ્ધિ કદી થાયના સાધે સાધન અથાગ.— ૨
સ્વતંત્ર થાવા મનચહે, પરતંત્રતાએ પીડાય,
નિજ જોરે કદી ના તરે, મુકત કરે ગુરૂરાય— ૩
કલિ અંત્તે રટણુ કથન, પરમ પુન્ય પ્રભુ જાપ;
ગુરૂરામ ઉપાસતાં, ઠરે પૂર્ણ પદ આપ— ૪
વૃંદા વનકા વૃક્ષ ભઇ વિષ્ણુ ભયે પાષાણ;
આપ અનુગ્રહ દે ભયે, તુલશી (ધન)સ્યામ પ્રમાણ.—૫
સબ વૃક્ષપત્તિ તુળશી, સબ પાષાણ ઘનશ્યામ,
સબ સરિતા ગંગા ભયે, જો મુખ જાપ શ્રીરામ— ૬
શિવ સદા રટતે રહે, વિષ્ણુ પુરૂષ પુરાણ,
આદ્ય પુરૂષ સદ્દગુરૂ રટે, તારક મંત્રે સુજાણ.— ૭
સબકા દાતા રામ શ્રી, દાતા રામ વશિષ્ઠ;
દાતારૂપ હે સદ્દગુરૂ શાન્તિ દાતા કર ઈષ્ટ— ૮
મન વિચાર તુ બેર બેર કૌન રૂપ હોતા;
કહાંસે આયા કહાં રહા કહાં જાના હોગા.— ૯

આદ્ય બ્રહ્મ તો એકીથા, સ્ફુરણ ભયા ચિત ઔર;
ભરમ ભયેસેં જીવ હુવા, ભૂલા આપહી ઠૌર— ૧૦
ગુરૂ ગોવિંદકા જપ કરો, મનકો સમ્પો ધીર,
પુર્ણ પુરૂષોત્તમ પદ મિલે, હલે સદા ભવ પીર— ૧૧

## ચાયન.

હાય કુભ સમ દેહમાં પ્રાણ પંખીનો વાસ,
ટકશે જ્યાં લગી શ્વાસ છે અવધિએ ઉછવાસ;
સહા સત્ય નિતી ધર્મ કર્મ શુભને આદરીયે,
પ્રેમે પરી બ્રહ્મ પુરણાનંદ પામી શાન્તિ ધરીયે—
વેળા ફરતી છાંયડી સુખ દુખ આવે જાય;
હર્ષ શોક શાને ધરો લેખ ન મિથ્યા થાય.
જગત જંજાળમાં ઇષ્ટ કષ્ટ સમપણે સેવી વહીયે,
પાળે જેણી વિધ પુરૂષોત્તમ તેણી વિધ વસીયે;
ધારી ધારણા મન થકી આળસથીજ વિતાય,
અવસર વિત્યા મેહુલા પછી પસ્તાવો થાય.
જગત જંજાળમાં ઇષ્ટ કષ્ટ સમપણે સેવી વહીએ—પાળે

## કાયાએ જીવને કરેલી સ્તુતી.

ચલ બસા કોઉ ઔર ઠાર પ્રાન પ્યારા છેકે માર,—ચલ૦
ગેલી મારસે મતી, હાય મયેં બેકલ અતી,
છોડકે ગયે કહાં માર—પ્રાન પ્યારા૦
બિન બોલે કુચ હુઈ, ક્યા મેરી કસુર ભઈ,
કહાં રહે હો કહ ડાર—પ્રાન પ્યારા૦
જોતી હું મયેં સબ જહાં, પાતી હુ ન આપ કહાં,
ક્યા મુઝે કરોગે ખ્વાર—પ્રાન પ્યારા૦

बियोगसे जानी जले, (आ) चक्षुसे भरना चले,
किया तज कमा प्रानाधार—प्रान प्यारा०
बियोगकी स्वपने न आस, रहेता दीन रैन पास,
शुं तजो सच्चा करार—प्रान प्यारा०
ध्यान वृत्त सब धराये, तीर्थ काशीको कराये,
अब न तुम छोडो यार—प्रान प्यारा०
आगयासे सदा चलुं, अलग होनेसे जलुं,
क्या न देखो दुःखी नार—प्रान प्यारा०
पीछानके प्रभु समान, पुर्षोत्तमसे धारु ध्यान;
तुम प्रतापे पाउं पार—प्रान प्यारा श्री मुरार.

### જીવે કરેલો બોધ.

શાણી શાને અતિ દુઃખ દીલમાં ધરો,
સહી પ્રિતી હવે સોચ શાને ભરો,
ન્હોતું જાણ્યું જાની હી આવો આવશે;
હાય વ્હાલી વિયોગે જમ ઝાલશે.
પ્રાણ ઝુર હવે મારા અંત સાલશે,
નથિ હરિ ભક્તિ ધ્યાન તો કો પાળશે—શાણી૦

### જીવે કરેલી પ્રભુ પ્રાર્થના.

રામ રાખો રીબાતો આ પ્રાણી પ્રભુ,
નહીં સાંખી શકુ ગર્ભવાસ વિભુ;
નક્કી ભક્તિ ચુકું ના તમારી માતા,
તાપ ટાળો જપુ જાપ હે જગપોતા,
દયા દીનપર લાવી દયાળુ દાતા,
કરો મુક્ત બંધ હે કૃપાળુ ત્રાતા—રામ૦

"પ્રભુએ જીવને કરેલો બોધ."

પ્રાણી દુઃખી દેખી દિલ દયાળુ બને,
જાતો ભુલી ના જગમાં જઇ તું મને;
દીધો કોલ તેથી કરૂ મુક્ત ખરે,
યત્ન આદરજે ચિત્ત રામ ઉચરે;
નિશ્ચે કૃષ્ણ વિમુખે નર્કે સંચરે,
પ્રભૂ પુરૂષોત્તમ શીખ સાચી ઠરે—પ્રાણી૦

સત્સંગ વિષે.

હોય જેને સત્સંગ તેને સજ્જન વશ થાયે.
હોય જેને સત્સંગ કદી ન કુકર્મ પળાયે,
હોય જેને સત્સંગ સત્ય ભેદ અંત્તર તોલે.
હોય જેને સત્સંગ મુખે નત્ર જુઠું બોલે,
સધ્ય સત્સંગ હોય જેને વળી, ગાંજી ન શકે વિશ્વમાં,
પુરૂષોત્તમ કહે સત્સંગથી પરલોકે જાય સ્વર્ગમાં.

ધર્મ વિષે

ધર્યો જેણે નિજ ધર્મ થયો તે પવિત્ર પુરો,
ધર્યો જેણે નિજ ધર્મ સુકર્મમાં રહેજ શુરો;
ધર્યો જેણે નિજ ધર્મ દયાદાન કરે વળિ પુરણ,
ધર્યો જેણે નિજ ધર્મ બાળિપાપ કરે ચુરણ;
પણ જેણે ધર્મ નિજ પાળીયો, તે દુનિયામાં જીત્યો સહી,
પુરૂષોત્તમ કે' નિજ ધર્મ વિણ, અધિક ફળ કોઇમાં નથી

આળસ વિષે.

થયો સુરતને વશ કામ નહીં તેનું સરશે,
થયો સુરતને વશ મોત ઉશીકે સુશે;

થયો સુસ્તને વશ બુદ્ધિ હીણુ તેતો થાયે,
થયો સુસ્તને વશ જન્મતો એળે જાયે;
જાગો સુસ્તાઇને જે વશ થયો, શરીર ક્ષીણતા થાય છે;
પુરૂષોત્તમ કે સજ્જન સુણો, બળ પણુ તેનું હણુાય છે

"આરતી"

જયદેવ જયદેવ, જય શ્રી ૐ કારા (૨) વિભુ૦
પરમઇશ્વ પરમેશ્વર પરમાનંદ ધારા—જય દેવ૦
પરબ્રહ્મ પરમાત્મ, પુરણુ નિષ્કામી (૨) વિભુ૦
અંત્તર વ્યાપક ઈશ્વર, શીવ સંતન સ્વામી—જયદેવ૦ ૨
ૐ ૐ હરો હર, પુર્ણાનંદ દાતા (૨) વિભુ૦
જય જગ વ્યાપક દેવા, દેદે દીવ્ય શાન્તા—જયદેવ૦
પુર્ણરસ તુજપા, પીવા આશ ધરી (૨) વિભુ૦
સુરનર મુનિ સૌ મળીયા, તું રૂપે શાન્તિ ધરી—જયદેવ૦ ૪
હર હરી હર હર ૐ ૐ પૂજે ધામા (૨) વિભ૦
સર્વે શ્રી સુર નર વાસા, પામ્યા નિજઠામા—જયદેવ૦ ૫
બ્રહ્મા વિસ્નુ સદાશીવ, ત્રીનું એક રૂપા (૨) વિભુ૦
સદા બ્રહ્મ રૂપ સેવી, સર્વ લોકો જુપા—જયદેવ૦ ૬
વાસો સમતા માંહી, ધરીયો શ્રી દેવા (૨) વિ૦
શ્રી પુરૂષોત્તમ સેવે, પામે સત મેવા—જયદેવ૦ ૭

॥ ગુરૂમાત્મ ॥

મગન થયો મન માંહી, શ્રી ગુરૂ માહાત્મ વદવા,
વંદુ શ્રી શંકર રાય, પરમ પદ પ્રિતે ધરવા ૧
પ્રીતે રચીયાછે છંદ પ્રેમી જનને તરવા;

યોગેશ્વર મુખવેણુથી છે કારજ સરવાં
કૈલાશે શક્તી માત પાર્વતિજી વદે છે;
ઉત્કંઠા ઉર માંહ્ય, થાતાં પોતે કહે છે | ૩
સ્વામી શ્રી શંકરરાય, સ્મરણુ નિત્ય કરો છો;
દિલમાં દેવ દયાળ, કોનું ધ્યાન ધરોછો. | ૪
તેનો વડો મહીમાય, પુરણુ બ્રહ્મ યોગી હે;
જેમ ટળે મન કલેશ ભવે ભટક ભોગી જે. | ૫
શુણી થયા મન મગ્ન વિશ્વંભર વદે એવું;
જાણો સતી ગુરૂસમ તત્વ ન બીજું તેવું. | ૬
શેવતાં શ્રી ગુરૂ જન તનના તાપ ટળાયે;
ઉરમાં પ્રગટે જ્ઞાન પુર્ણુ પુરૂપાર્થ પાયે. | ૭
જન્માજન્માની એમ છે ઉપાસના સાચી;
સુરતી સાંધે ગુરૂસંગ વસે ત્રીલોક રાચી | ૮
કરી વિધુમ દ્રઢભાવ ગુરૂરૂપ મનમાં ધારે,
પામિ પુર્ણાનંદ જન્મ મર્ણુ ભય ટાળે | ૯
શ્રી દેવી સમજો સત્ય સદા સ્મરણુ હું કરૂં છું;
ટાળી તનના તાપ ગુરૂ બ્રહ્મને આરાધુછું | ૧૦
યોગ ધારીએ પ્રખ્યાત પદવી ગુરૂથી પામ્યો;
તજતાં સૌ આ કલેશ સર્વ સ્થળે જશ જામ્યો | ૧૧
સહુ જાણુ થાયે પ્રાણુ તે પણુ ગુરૂ વચનથી,
જીવ પામે શીવ સ્વરૂપ ગુરૂરૂપ જો જાણે મનથી | ૧૨
શેષ ધરાધરે શિષ સ્હાયતા શ્રી ગુરૂ થાતાં,
કિંચિત્ત લાગે ભાર ગુરૂ ગુણ સર્વદા ગાતાં | ૧૩
ગણેશ શ્રી પરમેશ, ગુરૂધ્યાન હૃદયે ધરે છે;

પુજતાં અગ્રે તે દેવ કાર્ય સૌ સિદ્ધ કરે છે ૧૪

તીમીર પ્રકાશક તે કરે, ટાળે ત્રિભુવન વન;
જ્યોત ગુરૂની જેમાં હરે, પાતક થાયે પતન
ગુરૂ પ્રતાપે તે થયો, શુદ્ધજ શિતળ ચંદ્ર;
ઠંડો ગુણ જેમાં રહ્યો વરસ્યો સદા ગગન
વૃષ્ટિ કારણ વિધીયે પ્રગટયા શ્રી મેઘરાય,
સકળ સૃષ્ટિ શોભાવી છે રચ્યો સાજ મહિ માંય
જીવાગ્નિ અવનિ અને ખગ વાયુ છે રચેલ;
પ્રાણી જીવે જે વડે, જગ વ્યવહારે મચેલ,
સુરનર મૂની ગાંધર્વ દેવ, પિત્રૂ આદિ જન;
ગુરૂ સત્તાથી સર્વ છે, રચ્યાભેદ અતિ મન.

સૃષ્ટિ સરજીયો અપાર, તેનું ખગ પ્રમાણો;
દેહ રચ્યો જીવ સાર, વિસ્તારક બ્રહ્મ જાણો; ૧૫
પ્રાણી પામે જીવન, સત્તા ગુરૂની સાચી,
આણો ન ગર્વને મન, જાણો જુક્તિ ન કાચી, ૧૬
વામે સર્વજ દુઃખ ચર્ણું રજ ગુરૂ લીધે;
પામે અખંડ સુખ શાન્ત પદ પામે નિશ્ચે ૧૭
ભાવથી ભક્તિ થાય, ગુરૂની શુદ્ધ રીતીએ,
પદ મુક્તિનું પમાય, સંદેહ નવ સુનિતીએ. ૧૮
મળે લક્ષ્મિ સામાજ સૌ લોક તેને પૂંજે,
સરસે સઘળાં કાજ, પદારથ સકળજ સુઝે. ૧૯
મહાત્મ ગુરૂનું એમ, સતિ અંતર ધરજો;
તજીને સૌ જુક્તિ જેમ, ઉપાસ ગુરૂનું કરજો ૨૦

વેદ ને શાસ્ત્ર પુરાણ, છે ઈતિહાસ ઘણેરા,
શુણતાં વિધ વિધ વાણ, ચિત્ત ભમે જીવ કેરાં ૨૧
વૃત્ત તપ યજ્ઞને દાન, જાપના જે જપનારા,
તેને રે' અંતર અજ્ઞાન, મુહે મુઢ બિચારા. ૨૨
બુદ્ધિ ધારો શુદ્ધને, ગુરૂ પાદ નમીએ;
તત્ત્વ સર્વનું એક છે, ભોળપણે ન ભમીયે
જીવ તન મનને ધન સહુ, અર્પો શ્રી ગુરૂ જન,
સ્નેહ ધરી રૂદીયા વિષે, પાળો ગુરૂ વચન.
સોળ પ્રકારે સારથી, કરવી ગુરૂની સેવ;
ધુપ દીપ ફુલ હારને ધરવું શુદ્ધ નૈવેદ્ય.
આભુષણ વાહન અને, વસ્ત્રો શુંદીર સાર,
આસન સય્યા ઉપાનને, છત્રાદિક સુખકાર.
હેતે ભોજન પાન તો દેહ ગેહ સમેત;
સૌ અર્પિ ગુરૂ દેવને આધિન રહેવું હમેશ.
છોડી મનથી અહંને રહેવું સર્વદા કષ્ટ;
વાર વાર કરી પ્રણામને, દોડે કરો દંડ વૃત.
ગુરૂનું મન રાચે સદા કરવાં એવાં કામ;
જેથી ઉપજે ઉરમાં આનંદ પ્રગટ તમામ.
સર્વદા અર્પે ધ્યાન, અખંડાનંદ આવે અતિ;
બ્રહ્માંડ સૃજે છે જે વિભુ દર્શાવે ગુરૂ તે નક્કી.
અગમ પદ અપાર જે દુર્લ્લભ મુંનીને દેવ;
દર્શાવે સત્ય સમજજે સુર્લ્લભ ગુરૂ તે શેવ.
સર્વ તણો જે સાર છે (તે) ગુરૂ આરાધન જાણ,
પુર્ણ રૂષોત્તમ (સુધ ગુરૂદ એ) પામ્યા પદ નિરવાણ.

## ગાયન.

મુરારી મુને આશા પૂર્ણ તમારી;
ભક્તના પાળક દીન દુઃખ દાહક;
તાપ ટાળક ત્રિપુરારી— મુરારી૦
સદા વ્રજ બાળી વર્યા વનમાળી,
ગોપ તણી કીધ યારી— મુરારી૦
વિષવત્ત વારી (કીધુ) અમૃત ધારી;
મારો કાળીંદ્રીએ કાળી— મુરારી૦
દાસ તણાં કામ કીધાં રસિક શ્યામ,
દુષ્ટ દાનવો સંહારી— મુરારી૦
પ્રભુ પુરૂષોત્તમ, શ્રી બ્રહ્મપૂરણ;
પ્રણમી પાઉં પદ બારી— મુરારી૦

## ભજન.

સજી લેને સ્નેહથી સુરા સુર અવાસરે;
સુર અવાસ કરતું સ્વધામ નિવાસરે.— સજી લે૦
ધાર ન ભરૂસો જીવનો, પલે પલટાયરે,
તજી દઇ ઘટને ક્ષણમાં, ગગને સમાયરે— સજી લે૦
કાયા માયા મનવા જુઠી સત્ય (તું) પ્રમાણરે,
નહીં કો કોઇનું સાથી, જગ મન જાણરે— સજી લે૦
દેહ મણી હાથે ચડીઓ, શાને તું ગુમાવેરે;
તજી તું (નિજ) સ્વરૂપનું ભાન, આસક્ત થું રહાવેરે—સજી લે૦
ચિત્ત તું ચંચળતા છોડી થીર થા ઠેકાણેરે;
ધર ધ્યાન ધરણીધરનું નિશ્ચે બ્રહ્મ જાણેરે— સજી લે૦

# જાહેર ખબર.

" મનુષ્ય દેહ " ધારણ કરવાની હેવો પણ ઇચ્છા ધરાવે છે; અને મનુષ્ય દેહ ફરી ફરી મળવો દુર્લભ છે તો આ પુસ્તક ખરીદી કાયા, ને જીવનું કલ્યાણ કરો, મનુષ્ય દેહ દ્વારા ધર્મ, અર્થ કામ, મોક્ષ, "પુરૂષાર્થ" મેળવાય છે, તેથી આ અમુલ્ય તક ન ખોતાં અગમ ચેતીથી આ પુસ્તકનું સેવન કરી કૃતાર્થ થાઓ. નકલો ઘણી-જ થોડી છે, અનુભવ કરે ખાત્રી થશે.

સામટાં પુસ્તકો ખરીદનારને દરેક દશ પુસ્તકો ઉપરાંત એક પુસ્તક કમીશન તરીકે વધુ આપવામાં આવશે. કીંમત રોકડી લેવાશે અગર વી. પી. મોકલીશું નાટપેડ પત્ર લેઇશું નહી. પોષ્ટેજ ખર્ચ લેનારને શીર છે.

એજન્ટીની ખાયસ ધરવનારને સો રૂપીઆના વેચાણ ઉપર દશ રૂપીઆની કીંમતનાં પુસ્તકો કમીશન તરીકે આપીશું. માટે નીચેના શીરનામે લખો. નાટપેડ પત્ર લઇશું નહીં.

અમારાં શિરનામાં.

જોશી. માણેકલાલ બાપુજી } મુ. ભમરેઠ તા. આણંદ
ઠે. ફાટીપોળ, કુઇ પાસે. }

પટેલ. ઉમેદભાઇ લલ્લુભાઇ. } મુ. અમદાવાદ.
ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે. કાલુપુર પોળ. }

માસ્તર પુરૂષોત્તમ જીવરામ. સવાઇ. } મુ. અમદાવાદ.
ઠે. માંડવાપોળ, દેવની શેરીમાં. }

પ્રસિદ્ધ કર્તા પાસેથી પણ મળશે—॥ ૐ શાન્તિ ॥

# અગાઉ ગ્રાહક થનારાં મુબારક નામ.

## અમદાવાદ.

૧ રામ. સામળજી દામોદરજી.
૧ મ્હેતા. નારણજી ચીમનલાલ.
૧ વ્યાસ. નંદલાલ હરીલાલ.
૧ શાહ, બાપુજી રતનજી.
૧ રા. સોમનાથ હરજીવન.
૧ પાઠક. દલસુખરામ હરગોવિંદ
૧ નાયક. લાલજી પાનાચંદ.
૨ રા. નાથાલાલ નાનશાહ.
૧ રાવળ. રેવાશંકર વિશ્વનાથ,
૧ પંડ્યા. જટાશંકર ઉમીયાશંકર
૧ મીસ્ત્રી. સવજી ખોડીદાસ.
૧ નાયક, ચુનીલાલ મનસુખ.
૧ નાયક. વલતરામ દલસુખ.
૧ પટેલ. બલાખીદાસ ખુસાલ.
૧ ભટ. મગનલાલ ગણપતરામ.
૧ શાહ. મણીલાલ જુઠાભાઈ.
૧ ભટ. મંગારામ મુળજીભાઇ
૧ પાઠક. ચીમનલાલ છગનલાલ.
૧ રા. મણીલાલ મયારામ.
૧ રા. રાજારામ મોંઘીભાઇ.
૧ ભક્તરાજ. અમરસિંહ બાપુજી.
૨ શાહ. ચંદુલાલ ઇશ્વરદાસ.
૧ મ્હેતા. મણીલાલ મોતીલાલ.
૧ પારેખ. મગનલાલ દોલતભાઈ.
૧ સુતાર. હંસરાજ કાળીદાસ.
૧ પંચોળી. વિશ્વનાથ બેલાભાઈ.
૧ નાયક. નારણજી મનસુખ.
૧ રાવળ. માણેકલાલ છોટાલાલ.
૧ દરજી. રામજી હરજી.
૧ રાવળ. બલાખી નારણદાસ.

## અમરાપુરી. ( ઉમરેઠ. )

૫ જોષી. ચંદુલાલ ગંગાધર.
૨ ભક્તરાજ. નાથાભાઇ નાગરજી.
૨ શાહ. હરગોવિંદ મગનલાલ
૨ મ્હેતા. પાનાચંદ બાપાલાલ.
૨ જોષી. માણેકલાલ બાપુજી.
૨ ભક્તરાજ. ખુશાલદાસ ડોસેદર.
૨ શેલત. પુરૂષોત્તમ જયકૃષ્ણ.
૨ ભક્ત લલ્લુભાઇ નરોતમ,

૨ દવે. મણીલાલ નાથાભાઈ. ૨ શુકલ. નાનાલાલ હરગોવિંદ.
૨ શા. નાનાલાલ હીરાલાલ. ૨ પરિખ. શંકરલાલ નાનાચંદ.
૧ ભકત. ધુળાભાઇ કાળીદાસ. ૧ દરજી. કાળીદાસ હરીભાઈ.
૧ માસ્તર. માધવલાલ ભુરાભાઈ. ૧ વ્યાસ. ગણપતરામ કાળીદાસ.
૧ દેરી ભકત. મણીલાલ. ૧ શાહ. મોતીલાલ દામોદર.
૧ વાળંદ. ચતુર ઝવેરદાસ. ૧ શા. મનસુખ વ્રજલાલ.
૧ શા. ફુલચંદ વ્રજલાલ. ૧ શા. છગનલાલ છોટાલાલ.
૧ ભકત. જગજીવન રણછોડ. ૧ રા રા. ફુલચંદભાઈ બાપુજી.
૧ ભકત. ગણપતરામ માણેકલાલ ૧ કા. લલુ મનોરદાસ.
૧ કા. મગનલાલ ત્રીભોવન. ૧ કા. લલુ દયાળજી.
૧ કીસોર પીતાંબર.

થામણા.

૧ દવે. ચુનીલાલ ઉમીયાશંકર.

કપડવણજ.

૫ ત્રવાડી. ચુનીલાલ શંકર. ૧ ભટ પુરશોત્તમ ચતુર્ભુજ.
૧ દવે. સોમેશ્વર ગોવિંદરામ. ૧ દવે. લલ્લુભાઈ ગોવિંદરામ.
૧ દરજી. રતનજી મોતીરામ. ૧ જોષી. માણેકલાલ ભુધર.

નાર. અસલાલી.

૧ પટેલ હરીભાઇ બકોરભાઇ, ૧ પટેલ. સારાભાઈ આશાભાઈ.

ચલોડા. ડસડ.

૧ પટેલ. ફુલાભાઇ રણછોડ. ૧ વ્યાસ. મગનલાલ મોતીરામ.

## વીસનગર.

૧ નાયક. સુરજરામ ચેલારામ. ૧ નાયક રણછોડ ખુશાલ.
૧ ,, અમથાલાલ રાયચંદ.

## મહુધા.

૧ દેશાઇ. રામનારાયણ કેશવલાલ

## ભાલેજ.

૫ પટેલ. નાથાભાઈ મકનદાસ.

## દેહેગામ.

૧ પટેલ. ઉમેદભાઈ લલ્લુભાઈ. ૧ સંગવી. દામોદર કેશવરામ.

## કતાર ગામ.

૧ દેશાઇ. ગુલાબભાઇ પ્રાગજી.

## પાટણ.

૨ ભકત. કાળીદાસ મગનલાલ.

## વેડચ.

૨ વૈદ્ય. ભાઇશંકર દેવશંકર. ૨ રા. રણછોડલાલ માવજી,
૧ ભટ, હરગોવિંદ અમથારામ. ૧ પંડ્યા. ભાઇજી ધનેશ્વર.
૧ રાજ ફુલસંગ હીંમતસંગ. ૧ રા. અભેસંગ નાથાભાઇ.
૧ ભટ. રેવાશંકર દાજીભાઈ. ૧ રા. રા. વજેસંગ બાપુજી પો. પ.

## કડી.

૧ નાયક. જોઇતારામ જયશંકર. ૧ નાયક સોમાભાઈ જયશંકર.

## વડોદરા.

૧ રા. ભીખાજીરાવ અનંતરાવ.

## પરોજી.

૧ ત્રવાડી. નાથાલાલ નાંનાલાલ

## ડકાણ.

૧૦ જોષી. કેશવલાલ ગવરીશંકર.

## ખંભાળીયા.

૧૦ મકાડી. છોટાલાલ શીવશંકર.

**મોઝારીયા.** **વઢવાણ.**

૫ શુકલ. મગનલાલ ગીરધરલાલ. ૧૦ ત્રવાડી નરભેશંકર પ્રાણજીવન.

**જુનાગઢ.**

૧૫ રા. રા. કાણુભા ચીતળ દરબાર. ૧ રા. અમૃતલાલ દલપતરામ.

**રાજકોટ.**

૧ રા. દલપતરામ ૧ રા. રામચંદ્ર.

**વલસાડ.** **જામનગર.**

૧ શાહ. જેસુખલાલ નગીનદાસ. ૧ માસ્તર. જેઠાલાલ દેવકૃષ્ણ.

**ભરૂચ.**

૨ દેશી ડાકટર. ગોવિંદરામ અંબારામ ૧ દવે. માણેકલાલ ભાઈશંકર.
૧ મજમુદાર. કૃષ્ણાવલવ. ૧ શા. જીવણલાલ પ્રેમજી.

**સુરત.**

૧ રા. લલ્લુભાઇ પીતાંબર. ૧ રાવળ. જેદેવ અરજુન.
૧ પાઠક. મગનલાલ વિષ્ણુરામ ૧ રા. રા. ચુનીલાલભાઇ.
૧ રા. રા રામચંદ્રભાઇ. ૧ શાહ. રંગીલદાસ ત્રીભોવન.
૧ ત્રવાડી. દલપતરામ ગણપતરામ ૧ „ ત્રવાડી હીરાલાલ લાલભાઈ.

**કરમસદ.** **કુંજરાવ.**

૧ પટેલ. અંબાલાલ વલ્લવભાઇ. ૧ ભકત. રણછોડ જીવણ.



# ॥ विज्ञप्ति ॥

" આ પુસ્તકનો દ્વિતિય પ્રવાસ તૈયાર થાય છે, તેમાં યે. વિદ્યા, ધ્યાન, સમાધિ, આદી વેદોક્ત વિષયોનો પૂર્ણતાથી સમાવે કરવામાં આવેલ છે, જેથી મુમુક્ષુઓ સહેલાઇથી પુર્ણાનંદ પાગ સંસાર બંધનથી મુકત થયે પરમ પદ પ્રાપ્ત કરશે. અગાઉથી ગ્રાહ થનારની પાસેથી રૂ૦—૬—૦ પાછળથી ગ્રાહક પાસેથી રૂ૦—૮— લેવામાં આવશે; માટે જેની ગ્રાહક થવાની ખાયસ હોય તેમાં નીચેનું ફોર્મ કરી ભરી મોકલવું નોટપેડ પત્ર લેવામાં નહીં આવે; પોષ્ટ ખર્ચ મંગાવનારને શીર થશે. "

## ફોર્મનો નમુનો.

| નંબર | નામ તથા ચોક્સ ઠેકાણું ગામ તા. જી. | કેટલીપ્રતો જોઇએ છે | ગ્રાહક થયાની તારીખ મા. સન | ગ્રાહક થવાની ખાત્રી માટે પોતાની સહી મુકામ |
|---|---|---|---|---|
| | | | | |

( અમારૂં શીરનામું મુખમાં જુઓ )